






# ધોરણ: બીજું
# Standard: Two

## શ્રી સ્વામિનારાયણ મંદિર
## વિલ્સડન
## ગુજરાતી શાળા



## Shree Swaminarayan Temple
## Willesden
## Gujarati School



જનમ્યા કૌશલ દેશ વેશ બટુનો, લઈ તીર્થમાંહી ફર્યા
રામાનંદ મળ્યા સ્વધર્મ ચલવ્યો, યજ્ઞાદિ મોટા કર્યા
મોટા ધામ રચ્યા રહ્યા ગઢપુરે, બે દેશ ગાદી કરી
અંતરધ્યાન થયા લીલા હરિ તણી, સંક્ષેપમાં ઉચ્ચરી.

ટ્રસ્ટ રજી. નાં. A ૨૩ કચ્છ. -:- શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ -:- FAX / 50131 ☎ 50231-50331



**SHREE SWAMINARAYAN TEMPLE**

SWAMINARAYAN ROAD. BHUJ (KUTCH) 370001

卐 શ્રી સ્વામિનારાયણ મંદિર ભુજ - કચ્છ. 卐

તારીખ
DATE ૫-૮-૦૮

તા. ૫-૮-૨૦૦૮

શ્રી સ્વામિનારાયણ મંદિર
લંડન વિલ્સડન લેનના
પ્રમુખશ્રી-મંત્રીશ્રી-ખજાનચીશ્રી
કાર્યવાહક કમિટીના સભ્યો પ્રતિ.

મોકલનાર શ્રી સ્વામિનારાયણ
મંદિર ભુજ-કચ્છના સ. મહંત
સ્વામી પુરાણી ધર્મનંદનદાસજી

વિષય:- ગુજરાતી પાઠ્ય પુસ્તકો છપાવવા માટે

આશિર્વાદ પત્ર:

આપણા શ્રી સ્વામિનારાયણ મંદિર લંડન વિલ્સડન લેન તરફથી ગુજરાતી શાળામાં અભ્યાસ માટે પાઠ્ય પુસ્તકોમાં થોડો સુધારો કરી ફરીવાર નવાં છપાવવાનો વિચાર કરેલો છે. તે બહુજ આનંદની વાત છે. કારણકે આપણે જો આપણી ભાષા ઉપર લક્ષ નહિ રાખીએ તો આપણી ભાષા અદૃશ્ય થઈ જશે. માટે તમોએ આપણી ગુજરાતી ભાષા ટકાવી રાખવા જે વિચાર કર્યો છે. તે બહુજ ઉત્તમ વિચાર છે. અમો તમોને રૂડા આશિર્વાદ આપીએ છીએ કે આપણા મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ ગુજરાતી પાઠ્ય પુસ્તકો શ્રી નરનારાયણદેવ ગાદીનાં મંદિરો યુ.કે.-અમેરિકા- ઓસ્ટ્રેલીઆ- ન્યુઝીલેન્ડ-કેન્યા આદી દેશોમાં આવેલાં છે. અને એ બધા મંદિરોમાં ગુજરાતી શાળાઓ ચાલે છે. તેમાં એ પુસ્તકો વિદ્યાર્થી બાળકોને બહુજ ઉપયોગી થશે. માટે દરેક મંદિરના કાર્યકર્તાઓને અમારૂં ખાસ સુચન છે કે આ પુસ્તકો તમારી ગુજરાતી શાળામાં અવશ્ય વસાવશો. એજ અભ્યર્થના-

લી. મહંત સ્વામી પુરાણી ધર્મનંદનદાસજીના સપ્રેમ શુભ આશિર્વાદ સહ જય શ્રી સ્વામિનારાયણ વાંચશોજી

# પ્રસ્તાવના

શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સ્ડન) ગુજરાતી શાળાની સ્થાપના ઇ. સ. ૧૯૭૭માં કરવામાં આવી હતી. શાળામાં ભાઇ-બહેનો શિક્ષકો તરીકે વિના મૂલ્યે સેવા આપે છે. વિદ્યાર્થીઓને નોટબુક, પેન, પાઠયપુસ્તક વગેરે જરૂરી વસ્તુઓ વિના મૂલ્યે આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ પાસેથી કોઇપણ જાતની ફી લેવામાં આવતી નથી. **G.C.S.E.**ની પરીક્ષાની ફી પણ વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવતી નથી. ઇ.સ. ૧૯૯૫માં મંદિરની શાળાને **G.C.S.E.**ના Examination Centre માટે માન્યતા મળી હતી. ત્યારથી ગુજરાતી **G.C.S.E** ની પરીક્ષા આપણી ગુજરાતી શાળામાં લેવામાં આવે છે. શરૂઆતમાં શાળાના પાઠયપુસ્તક ભારતથી મંગાવવામાં આવતાં. પરંતુ સમય જતાં નવી પેઢીના બાળકોને તે પાઠયપુસ્તકો અનુકૂળ ન પડતાં શિક્ષણ કમિટિએ ઈ.સ. ૧૯૯૫ માં આપણા પોતાના પાઠયપુસ્તક તૈયાર કરવાનું નક્કી કર્યું.

શિક્ષકો અને વિદ્યાર્થીઓની સહિયારી મહેનત બાદ સાત પુસ્તકોના સેટની પહેલી આવૃત્તિનું વિમોચન ઇ.સ. ૧૯૯૭માં શ્રી નરનારાયણદેવ ગાદીના આચાર્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે કરવામાં આવ્યું હતું

પાઠયપુસ્તકોમાં **G.C.S.E.**ના પ્રશ્નપત્રોનો ઉપયોગ Oxford & Cambridge Examination Board ની લેખિત પરવાનગીથી કરવામાં આવ્યો છે.

અમારી આશા છે કે આ પાઠયપુસ્તકો આપણા બાળકોને ગુજરાતી ભાષા તેમજ ધાર્મિક જ્ઞાન મેળવવામાં ઉપયોગી થશે.

**Published by:**
**Shree Swaminarayan Temple (Willesden)**
**220-222 Willesden Lane, London. NW2 5RG**
**Third Edition**


**Student's Name:** ________________________________

**Teacher's Name:** ________________________________

# શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલસ્ડન) ગુજરાતી શાળા
# ધોરણ-૨

| | |
|---|---|
| SEPTEMBER | પહેલા ધોરણનું પુનરાવર્તન.<br>કિરણની દિનચર્યા (પા. નં ૩-૪).<br>હું (પા. નં. ૫-૬).<br>બોલવામાં પડતી ભૂલો અને જોડણી (પા. નં. ૭-૯). |

| | |
|---|---|
| OCTOBER | શિક્ષાપત્રી (પા. નં. ૧૦-૧૧).<br>૫૧ થી ૧૦૦ સુધીના અંકો શબ્દોમાં વાંચતાં<br>અને લખતાં શીખવવા (પા. નં ૧૨).<br>બેસતું વર્ષ (પા. નં ૧૩-૧૪).<br>હરિનવમી (પા. નં ૧૫-૧૬). |

| | |
|---|---|
| NOVEMBER | ફૂલણજી કાગડો (પા. નં ૧૭-૧૯).<br>ભીમ અને હનુમાન (પા. નં. ૨૨-૨૩).<br>ભગુજી અને ગંગારામ મલ્લ (પા. નં. ૨૪-૨૫). |

| | |
|---|---|
| DECEMBER | પહેલા ધોરણના વ્યાકરણનું પુનરાવર્તન.<br>કાળ (પા. નં.૨૬).<br>વચન (પા. નં. ૨૭-૩૦).<br>જાતિ (પા. નં. ૩૧).<br>પત્ર લેખન (પા. નં. ૩૨-૩૬).<br>અત્યાર સુધીનું પુનરાવર્તન |

પરીક્ષાના પરિણામ બાદ બાળકોના વાલીને મળી બાળકોની પ્રગતિથી માહિતગાર કરવા.

| | |
|---|---|
| JANUARY | પરીક્ષામાં પડેલી ભૂલો સુધારવી.<br>પત્ર લેખન - ચાલુ (પા. નં. ૪૨-૪૩). |

| | |
|---|---|
| FEBRUARY | પોસ્ટકાર્ડ, નોટ અને ઈ મોઈલ (પા. નં ૪૪)<br>વ્યાકરણ - વિશેષણ અને ક્રિયાવિશેષણ<br>(પા. નં. ૪૫-૪૬).<br>કૃષ્ણ સુદામા (પા. નં. ૪૭-૪૮)<br>શ્રુતલેખન(Dictation) (પા. નં. ૭૭-૮૫) માંથી<br>થોડાક શબ્દો લખાવવા અને જોડણી તપાસવી |

| | |
|---|---|
| MARCH | હકારાત્મક અને નકારાત્મક વાકયો<br>+ વિરોધી શબ્દો (પા. નં. ૪૯-૫૦)<br>આપણા તહેવારો (પા. નં. ૫૧-૫૨)<br>ક્રમવાચક સંખ્યા (પા. નં. ૫૩-૫૪) |

| | |
|---|---|
| APRIL | સરખામણી (પા. નં. ૫૫-૫૬)<br>અચૂક નિશાન (પા. નં. ૫૭-૫૮)<br>વિરામ ચિન્હો (પા. નં. ૫૯-૬૦)<br>ભગવાન શ્રીસ્વામિનારાયણ (પા. નં. ૬૧-૬૨). |

| | |
|---|---|
| MAY - JUNE | વાતચીતમાં પડતી ભૂલો, જોડણી અને<br>શબ્દોની ભૂલભૂલામણી (પા. નં. ૬૩-૬૬)<br>શ્રુતલેખન – શબ્દકોષ (પા. નં. ૭૭-૮૫)માંથી<br>વધારે શબ્દો લખાવવા.<br>પુનરાવર્તન |

# કિરણની દિનચર્યા

કિરણ રોજ સવારના છ વાગ્યે જાગે છે. જાગીને ખાટલામાં સૂતાં સૂતાં જ સૌ પ્રથમ તે શ્રી સ્વામિનારાયણ ભગવાનનું નામ લે છે. ખાટલામાંથી ઊઠીને તે બાથરૂમમાં જઇ બેસન પાસે એક જગ્યાએ ઉભીને  દાંત સાફ કરે છે. ત્યાર પછી તે બેસીને સ્નાન કરે છે. સ્નાન કર્યા બાદ સ્વચ્છ અને પવિત્ર કપડાં પહેરીને તે ભગવાનની પૂજા કરવા બેસે છે. પૂજામાં તે રોજ દશ માળા ફેરવે છે. માળા ફેરવતી વખતે તે મનમાં ભગવાનનું નામ લે છે. માળા ફેરવી રહ્યા પછી તે શિક્ષાપત્રી વાંચે છે. હજી તેને ગુજરાતી બરાબર વાંચતાં નથી આવડતું એટલે અંગ્રેજી શિક્ષાપત્રી વાંચે છે. ગુજરાતી બરાબર વાંચતાં આવડી જશે ત્યારે તે ગુજરાતી શિક્ષાપત્રી વાંચશે.

પૂજા કરીને નિશાળનો ગણવેશ પહેરી તે નીચે બેઠક ખંડમાં આવે છે. બેઠક ખંડમાં કિરણ ટેલિવિઝન  જોતાં જોતાં નાસ્તો  કરે છે. ખાધા પછી પોતાના એંઠા વાસણ તે પોતે જ ધોઇ નાખે છે.

૮-૦૦ વાગ્યે કિરણ ઘેરથી નિશાળે જવા નીકળે છે. નિશાળે તે રોજ બસમાં જાય છે.  કિરણની નિશાળનો સમય સવારના ૯-૦૦ થી બપોરના ૩-૩૦ સુધીનો હોય છે. નિશાળમાં ઇતિહાસ, ભૂગોળ, અંગ્રેજી, વિજ્ઞાન , ચિત્રકળા , ગણિત , સંગીત  વગેરે વિષયો શીખવવામાં આવે છે. તે બરાબર ધ્યાન દઇને ભણે છે. કેમ કે ભણી ગણીને તે મોટો ડોકટર  થવા ઇચ્છે છે. નિશાળેથી છૂટી તે બસમાં ઘેર આવે છે. લગભગ સાડા ચાર વાગ્યે ઘરે પહોચી આવે છે.

ઘરે આવીને નિશાળનો ગણવેશ બદલાવી તે થોડોક નાસ્તો કરે છે. થોડી વાર તે ટેલિવિઝન જુએ છે. થોડુંક ઘરકામ કરે છે. સાંજના તેના પિતાજી કામેથી આવે તે પછી કુટુંબના સભ્યો સાથે  બેસીને જમે છે. સાંજના જમ્યા બાદ જો  ઘરકામ બાકી રહી ગયું હોય તો પુરું કરે છે. કિરણનું ઘરકામ કોઇ દિવસ

બાકી રહેતું નથી. તેની આ ટેવના શિક્ષક વખાણ કરે છે.

રાતના ૯ – ૦૦ વાગ્યે કિરણ સૂવા જાય છે. રાતના વહેલા સૂઇ જવાથી સવારે ઊઠવામાં તકલીફ પડતી નથી. શનિવારે અને રવિવારે નિશાળે રજા હોય છે એટલે શુક્રવારે અને શનિવારે તે સૂવાનું થોડું મોડું કરે છે. ખાટલામાં સૂતાં સૂતાં તે ભગવાનને યાદ કરે છે. સૂતાં પહેલાં ભગવાનનું નામ લેવાથી ઊંઘ સારી આવે છે અને કોઇ ખરાબ સ્વપનાં પણ નથી આવતાં.

## સ્વાધ્યાય

નીચેના સવાલોના જવાબ આપો.

૧. કિરણ પોતાના એંઠા વાસણ કયારે ધોઇ નાખે છે?
૨. કિરણને નિશાળમાં શીખવવામાં આવતા વિષયો અંગ્રેજીમાં લખો?
૩. કિરણ ભણીગણીને શું થવા ઇચ્છે છે?
૪. રાત્રે સૂતા પહેલાં ભગવાનનું નામ લેવાથી શું શું ફાયદા થાય છે?
૫. નીચેના શબ્દોમાં ખાલી જગ્યા પૂરો.
સ__ર, __જ__તી, ચિ__કા__, ટે__ __ઝન
૬. તમારી દિનચર્યા વિશે ગુજરાતીમાં પાંચ વાક્યો બોલો.

એક શાકની દુકાનમાં આ પ્રમાણે ભાવ છે.

| | | | |
|---|---|---|---|
| રીંગણ | £2.50 per kg. | સફરજન | £ 1.20 per kg. |
| ટમેટાં | £0.85 per kg. | કેળાં | £1.50 per kg. |
| બટેટાં | £0.75 per kg. | દ્રાક્ષ | £2.00 per kg. |
| ગાજર | £0.45 per kg. | | |

You buy following from this shop.
2 kg. aubergine, 1 kg, apples, 3 kg. Grapes, 2 kg bananas, 1 kg each of tomatoes, potatoes and carrots. How much would you pay in total?
Answer in Gujarati (words).

## ઘરકામ

તમારી દિનચર્યા વર્ણવતો પચાસ શબ્દોનો એક નિબંધ લખો.

# હું

મારું નામ રીના છે. મને દસ વરસ થયાં છે. મારી માતાનું નામ રતનબેન છે. અમે બધાં તેમને મમ્મી કહીને બોલાવીએ છીએ. મારી માતાની ઉંમર આડત્રીસ વર્ષની છે. મારા પિતાનું નામ ભરતભાઇ છે. તેમને ચાલીસ વર્ષ થયાં છે. મારી એક બહેન છે. તેનું નામ સવિતા છે. સવિતા ચૌદ વર્ષની છે. સવિતા ભણવામાં ખૂબ હોશિયાર છે. મારા નાના ભાઈનું નામ કલ્પેશ છે. કલ્પેશ પણ મારી જેમ રવિવારે ગુજરાતી ભણવા જાય છે. કલ્પેશને ફૂટબોલ રમવાનું બહુ ગમે છે. મને ક્રિકેટ રમવાની બહુ મજા આવે છે.



હું નિસ્ડનમાં રહું છું. અમારું ઘર ટેડવર્થ રોડ ઉપર આવેલું છે. અમારા ઘરમાં સાત ઓરડા છે. નીચેના માળે, ઘરના આગળના ભાગમાં દિવાન ખંડ છે. આ બેસવા માટેનો ઓરડો છે. આ ઓરડામાં આરામથી બેસી શકાય એવા સોફા રાખેલા છે. તે ઉપરાંત આ ઓરડામાં ટેલિવિઝન પણ છે. દરરોજ સાંજના અમે બધા સાથે બેસીને ટેલિવિઝન જોઇએ છીએ.







બેઠકખંડની પાછળ જમવાનો ઓરડો છે. અમારું કુટુંબ રોજ અહીં બેસીને જમે છે. જમવાના ઓરડાની બાજુમાં જ રસોડું છે. હું અને મારી બહેન સવિતા મારી માતાને રસોઇમાં મદદ કરીએ છીએ. કલ્પેશ હજી રસોઇમાં મદદ નથી કરાવતો કેમકે તે હજી નાનો છે. પણ તે વાસણ રખાવવામાં અમને મદદ કરે છે. ઘરના ઉપરના માળે ત્રણ સૂવાના ઓરડા છે. હું અને સવિતા એક ઓરડામાં સૂઈએ છીએ. મારા સૂવાના ઓરડાના એક ખૂણામાં અમે કમ્પ્યુટર રાખ્યું છે. અમારો બાથરૂમ સૂવાના ઓરડાની બાજુમાં જ છે.



અમે ત્રણે જણ નિશાળે જઈએ છીએ. અમારી શાળાનું નામ જ્હોન કેલી છે. છોકરા અને છોકરીની નિશાળ જુદી જુદી છે. આ બન્ને નિશાળો બાજુ બાજુમાં જ આવેલી છે. નિશાળ અમારા ઘરની બાજુમાં જ છે એટલે અમે ચાલતાં જઈએ છીએ. દૂર રહેતાં બાળકો નિશાળે બસમાં આવે છે. અમારી નિશાળ બહુ મોટી છે. હું ગણિત, વિજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ, અંગ્રેજી વગેરે વિષયો ભણું છું. મને ગણિત અને વિજ્ઞાન ભણવાની મજા આવે છે. મને ઈતિહાસમાં બહુ મજા નથી આવતી. ભણવા ઉપરાંત નિશાળમાં અમને ક્રિકેટ, ફૂટબોલ, બેડમિંટન વગેરે રમતો પણ શીખવવામાં આવે છે. નાટક અને સંગીત શીખવાની પણ સગવડ છે.

હું અને સવિતા દર રવિવારે મંદિરની ગુજરાતી શાળામાં જઇએ છીએ. મને ગુજરાતી શીખવાની મજા આવે છે. ગુજરાતી શીખીને હું મારા દાદીને ભારત કાગળ લખીશ. મારા દાદીને અંગ્રેજી નથી આવડતું. રવિવારે શાળામાં જતાં પહેલા હું મંદિરમાં જઇ ભગવાનના દર્શન કરું છું.

## સ્વાધ્યાય

નીચેના વિષયો ઉપર ગુજરાતીમાં પાંચ પાંચ વાક્યો બોલો.
તમે,
તમારું કુટુંબ,
તમારું ઘર,
તમારી નિશાળ,
અને તમને ગમતી પ્રવૃત્તિ.

## ઘરકામ

ઉપરના નિબંધ ઉપરથી તમારા કુટુંબ અને તમારી નિશાળ વિશે એક એક નિબંધ લખો. દરેક નિબંધ ૫૦ શબ્દનો હોવો જોઈએ.

# બોલવા અને લખવામાં પડતી સામાન્ય ભૂલો

આપણે ઘેર જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ ગુજરાતી નથી સામાન્ય રીતે ગુજરાતીમાં શબ્દોની જોડણી આપણે શબ્દો જેમ બોલીએ તેમ જ લખાય છે. એટલે બોલવામાં પડતી ભૂલો લખવામાં પણ પડે છે. આપણે શું બોલીએ છીએ અને કેવી રીતે બોલીએ છીએ તેના ઉપર ખાસ ધ્યાન રાખવું જોઇએ. શુદ્ધ બોલીએ તો શુદ્ધ લખાય. વધારે પડતી ભૂલોના થોડાક દાખલા નીચે આપેલા છે.
ડાબી બાજુના કોઠામાં ગેરવપરાશ છે, અને જમણી બાજુના કોઠામાં સાચો વપરાશ છે. આ વપરાશ હમેશાં ધ્યાનમાં રાખવો.

| | |
|---|---|
| તીયાં, તીયાં કને | ત્યાં |
| ઇયાં, આંઇ કને | અહીં |
| કને | પાસે |
| ખપે, કપે | જોઇએ |
| તંઇ | ત્યારે |
| ની | નહીં |
| ભેગો | સાથે |
| હગે | શકે |
| બઉ, બૌ | બહુ |
| અરધું, અરધો | અડધું, અડધો |
| હાંજ | સાંજ |
| મોરું | મોડું અથવા મોળું |
| જ્યોતો | ગયો હતો |
| જીતી | ગઈ હતી |
| જાઉ રો | જાઉં છું |
| જાઉ રી | જાઉં છું |
| જાય રા | જાય છે |
| બેન | બહેન |
| જાઇ | જાય |
| હે | છે |
| ટૂટી | તૂટી |
| હંધું | બધું |
| બારે | બહાર |
| ગર | ઘર |

# જોડણી

શબ્દોની જોડણીમાં માત્ર એક અક્ષર જુદો લખાઈ જાય તો તે શબ્દનો આખો અર્થ બદલાઇ જાય છે. શબ્દો બન્ને સાચા છે પણ તે શબ્દનો અર્થ બિલકુલ જુદો થઇ જાય છે. નીચે આવા થોડાક શબ્દો આપેલા છે. આ શબ્દોની જોડણી અને અર્થ ખાસ યાદ રાખજો.

સારી = સરસ (સ્ત્રી લિંગ), Good(Feminine)
સાડી = પહેરવાની સાડી, Saree
સાળી = પત્નીની બહેન, Wife's Sister

ગાદી = આસન, બેસવાની જગ્યા, Cushioned seat.
ગાડી = મોટર, કાર

હલાવે = શાક કે ખીચડી હલાવવી, Stir
ચલાવે = ગાડી ચલાવવી, Drive

બાર = ૧૨, અંગ્રેજી શબ્દ, Bar, Pub
બહાર = અંદર નહી તે, Outside

હસે = કોઈ હસતું હોય તે, Laugh
હશે = ભવિષ્યમાં કરવાનું, Future Tense of May, Might

ગણો = Count, Calculate
ઘણો = બહુ

ગણું = Count
ઘણું = બહુ

માટે = કારણ, Reason
માથે = ઉપર, Above, On top

મોતી = Pearl
મોટી = Big

મોડું = Late
મોળું = મીઠા વગરનું, Bland, Tasteless
મોટું = Big

વેચવું = પૈસા લઇને આપવું, મકાન વેચાય, Sell
વહેંચવું = મફત આપવું, પ્રસાદી વહેંચાય, Distribute

## નીચેના શબ્દો સુધારીને લખો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મોતો | રસતો | જોયે | લેથી | ગરે | દેદી |
| બૌ | કચળો | પેરવું | ગડમી | માનસો | ચાસ |
| જગયા | અંગરેજી | ગનદુ | લીમબુ | તેલેફોન | તેલીવીજન |
| પાપર | ફતાકડા | લી | હારે | ઘેશું | જાઇ |

## નીચેના વાક્યો સુધારીને ફરીથી લખો.

૧. મારા મમ્મી કને તન લાલ સાડીઓ હે.
૨. મી આવે તૈ છત્રી લઈને બારે જા વાનું હોય,
૩. મને સમોસું કાવાનું ન ગમે.
૪. મને ફોતા પારવા માતે કેમેરો ખપે રો.
૫. મેં મંદરે જીયોતો.
૬. પચી હું લંડન જવું રો.
૭. મારા બાપાયે ભેરા હાલેરા.
૮. આપણે કાવાનામાં મિટું નાખી.
૯. હું તારું બીજા જન્મદિવસમાં ભેટ લૈ આવીસ.
૧૦. હું તારા જન્મદિવસનો આવી ના સકું, કારણ કે મારી કણે કાર નથી.
૧૧. તારા ગર કને બસ કે ટરેન પણ નતી આવતી.
૧૨. ભાય, મારાથી પારઠીમા નહી અવી સકો કારણ કે મને પરીક્ષામા જાવાનો છે.
૧૩. મને રેદીઓ સાંબરાની મજા પરે.

# શિક્ષાપત્રી



શ્રીસ્વામિનારાયણ ભગવાને આપણા જેવા દરેક મનુષ્યોના કલ્યાણને માટે આપણને શિક્ષાપત્રી જેવા સરસ ગ્રંથની રચના કરી આપી છે. અને આપણે સૌ સત્સંગીને કેવી રીતે વર્તવું તેની ભલામણ અને આજ્ઞા કરી છે.

આ શિક્ષાપત્રી શ્રીહરીએ વડતાલમાં રહીને સંવત ૧૮૮૨ માં વસંતપંચમીના દિવસે લખી છે. વસંતપંચમી એટલે કે મહા સુદ પાંચમ આપણા મંદિરોમાં આ દિવસ શિક્ષાપત્રી જયંતિ તરીકે ધામધુમથી ઉજવાય છે. અને તે દિવસે શિક્ષાપત્રીનું પૂજન અને વાંચન કરવામાં આવે છે.

શિક્ષાપત્રીમાં મહારાજે બ્રહ્મચારી ગૃહસ્થ અને ત્યાગી પુરુષોએ તથા સધવા વિધવા અને સાંખ્યયોગી બહેનોએ કેવી રીતે ધર્મમાં વર્તવું તે સમજાવ્યું છે. તે ઉપરાંત રાજાના તથા આચાર્યના વર્તનના નિયમો બતાવ્યા છે. કઇ રીતે વર્તવાથી આપણે સુખી થઇએ અને કઇ રીતે વર્તવાથી આપણે દુ:ખી થઇએ તે પણ ભગવાને આપણને બરાબર રીતે સમજાવ્યું છે. સફાઇ વિશે પણ ભગવાને શિક્ષાપત્રીમાં લખ્યું છે. ભગવાન આપણને સમજાવે છે કે કેવી રીતે દાંત સાફ કરવા, દરરોજ સ્નાન કરવું, જયાં ત્યાં થૂંકવું નહીં તથા પેશાબ ન કરવો. આપણે કેવી રીતે કમાણી કરવી અને પૈસા કેવી રીતે વાપરવા ઉપરાંત ભગવાને આપણને આજ્ઞા કરી છે કે કમાણીમાંથી પૈસા બચાવવા જેથી ખરાબ સમયમાં તે કામ આવે.

સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રીમાં ભગવાન એક જ છે એ વાત ઉપર ઘણો જ ભાર મૂકયો છે. અને આપણને સૌને આજ્ઞા કરી છે કે એક ભગવાન સિવાય કોઇની પણ પૂજા –અર્ચના ન કરવી. ભગવાનના ઘણા અવતારોમાં કોઇ નાના મોટા હોતા નથી કેમ કે સર્વે અવતારના ધારણ કરનાર તો એક ભગવાન જ છે.

૨૧૨ (બસો ને બાર) શ્લોકની આ શિક્ષાપત્રી આમ તો બહુ નાનકડી છે પણ એમાં જણાવેલ આજ્ઞા પ્રમાણે વર્તીએ તો આપણે સૌ જરૂર સુખી થઇએ અને ભગવાનને રાજી પણ કરી શકીએ.

## સ્વાધ્યાય

૧. ભગવાને શિક્ષાપત્રી કયાં અને કયારે લખી હતી?
૨. શિક્ષાપત્રીમાં કેટેલા શ્લોકો છે?
૩. શિક્ષાપત્રીમાં ભગવાને જે કરવાનં કહ્યું છે તેવી ત્રણ બાબતો જણાવો.

૪. શિક્ષાપત્રીમાં ભગવાને જેની મનાઇ કરી છે તેવી ત્રણ બાબતો જણાવો.

૫. નીચેના શબ્દોમાંથી કયા શબ્દોની જોડણી સાચી છે?
ખોટી જોડણીવાળા શબ્દો ઉપર ચોકડી મારો.

| | | | | |
|---|---|---|---|---|
| વિમાન | વીમાન | | સાઇકલ | સાયકલ |
| શીયાળો | શિયાળો | | બઉ | બહુ |
| પક્ષિ | પક્ષી | | કવીતા | કવિતા |
| ટીકીટ | ટીકિટ | | મિનિટ | મીનિટ |
| લીલો | લિલો | | રીંગણ | રિંગણ |
| નારિયેળ | નારિયેર | | કારતક | કાર્તક |

## ઘરકામ

નીચેના વાકયો ને સૂચના પ્રમાણે બદલાવો.

હું મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું. (બહુવચનમાં ફેરવો)
હું ગઇકાલે નિશાળે ગુજરાતી ભણવા ગઇ હતી. (ભવિષ્યકાળમાં ફેરવો)
હું ઉનાળાની રજામાં અમેરીકા ફરવા જઇશ. (ભૂતકાળમાં ફેરવો)
તું આવતી કાલે મારે ઘેર રમવા આવજે. (બહુવચનમાં ફેરવો)
અમે કાલે બાગમાં ફરવા ગયા હતા. (એકવચનમાં ફેરવો)
હું મંદિરે ગયો હતો. (નારી જાતિમાં ફેરવો )
અમે નિશાળમાં ફૂટબોલ રમીએ છીએ. (ભવિષ્યકાળમાં ફેરવો)
હું મારા મિત્રને ઘેર રમવા ગયો હતો. (બહુવચનમાં ફેરવો)
પૂલ ઉપરથી ગાડી પસાર થાય છે. (બહુવચનમાં ફેરવો)
મારા જન્મદિવસે અમે બહાર ફરવા જઇશું. (ભૂતકાળમાં ફેરવો)

# આંકડા

| | | | |
|---|---|---|---|
| ૫૧ | એકાવન | ૮૧ | એકયાસી |
| ૫૨ | બાવન | ૮૨ | બ્યાસી |
| ૫૩ | ત્રેપન | ૮૩ | ત્યાસી |
| ૫૪ | ચોપન | ૮૪ | ચોરાસી |
| ૫૫ | પંચાવન | ૮૫ | પંચાસી |
| ૫૬ | છપ્પન | ૮૬ | છયાસી |
| ૫૭ | સત્તાવન | ૮૭ | સત્યાસી |
| ૫૮ | અઠ્ઠાવન | ૮૮ | અઠયાસી |
| ૫૯ | ઓગણસાઠ | ૮૯ | નેવ્યાસી |
| ૬૦ | સાઠ | ૯૦ | નેવું |
| ૬૧ | એકસઠ | ૯૧ | એકાણું |
| ૬૨ | બાસઠ | ૯૨ | બાણું |
| ૬૩ | ત્રેસઠ | ૯૩ | ત્રાણું |
| ૬૪ | ચોસઠ | ૯૪ | ચોરાણું |
| ૬૫ | પાંસઠ | ૯૫ | પંચાણું |
| ૬૬ | છાસઠ | ૯૬ | છન્નું |
| ૬૭ | સડસઠ | ૯૭ | સત્તાણું |
| ૬૮ | અડસઠ | ૯૮ | અઠાણું |
| ૬૯ | ઓગણસિંત્તેર | ૯૯ | નવ્વાણું |
| ૭૦ | સિંત્તેર | ૧૦૦ | સો |
| ૭૧ | એકોતેર | ૧૦૧ | એકસો એક |
| ૭૨ | બોંતેર | ૧૦૨ | એકસો બે |
| ૭૩ | તોતેર | ૧૦૩ | એકસો ત્રણ |
| ૭૪ | ચુંમોતેર | ૧૦૪ | એકસો ચાર અને એથી આગળ |
| ૭૫ | પંચોતેર | ૧૧૦ | એકસો દસ |
| ૭૬ | છોતેર | ૨૦૦ | બસો |
| ૭૭ | સિત્યોતેર | ૩૦૦ | ત્રણસો |
| ૭૮ | અઠયોતેર | ૪૦૦ | ચારસો.. અને એથી આગળ |
| ૭૯ | ઓગણ્યએંસી | ૧,૦૦૦ | હજાર |
| ૮૦ | એંસી | ૨,૦૦૦ | બે હજાર |
| | | ૧૦,૦૦૦ | દસ હજાર |
| | | ૧,૦૦,૦૦૦ | એક લાખ |
| | | ૧,૦૦,૦૦,૦૦૦ | એક કરોડ |

# બેસતું વરસ



'રમેશ જલદી નાહી ધોઇને તૈયાર થઇને નીચે આવી જા.' નીચેથી મમ્મીનો અવાજ સંભળાયો. રમેશને પહેલાં તો એમ થયું કે અવાજ સ્વપ્નામાં જ સંભળાયો હતો. પણ થોડી વાર પછી મમ્મીએ ફરીથી બૂમ પાડી ત્યારે ખાતરી થઇ કે આ સ્વપ્નું તો નથી જ. મનમાં વિચાર પણ આવ્યો કે આજે નિશાળમાં રજા છે તો પણ મમ્મી વહેલા કેમ ઊઠાડતાં હશે. રમેશ હજી ખાટલામાં આળસ મરડતો હતો ત્યાં તો બાજુમાં બોંબ ફૂટવાનો અવાજ આવ્યો. સડાક કરતો ખાટલામાંથી બેઠો થઈ રમેશ દોડતો દોડતો નીચે આવ્યો.

નીચે તો બધાં તૈયાર થઇને બેઠાં હતાં. મમ્મી એક થાળીમાં મીઠાઇ ગોઠવતાં હતાં. મોટી બહેન દરવાજા આગળ રંગોળી પૂરતી હતી. ઘરમાં પિતાજીએ બધે મીણબત્તીઓ ગોઠવી હતી. આમ આખુંય ઘર શણગારેલું લાગતું હતું. નીચે આવતા રમેશને દાદીમા કહે, 'જય શ્રી સ્વામિનારાયણ, રમેશ. ઊઠી ગયો બેટા? આજે બેસતું વરસ છે એ ખબર છે ને રમેશ?'

રમેશ તો હજી જાણે અડધી ઊંઘમાં જ હતો એટલે સામેથી પૂછયું, 'દાદીમા, વરસ કયાં બેસે?' રમેશનો આ સવાલ સાંભળીને બધાં જ હસી પડયાં. દાદીમાએ રમેશને સમજાવ્યું, 'બેસતું વર્ષ એટલે નવું વરસ. જુનું વરસ પૂરું થાય અને નવું વરસ આજથી શરૂ થાય, એટલે નવું વરસ બેસે એમ કહેવાય'

'એટલે કે વરસની આજે વર્ષગાંઠ-બર્થડે છે એમ કહો ને! મારી વર્ષગાંઠને દિવસે મારા માટે મીઠાઇ અને નવાં કપડાં લાવ્યાં હતાં તો આ વરસની વર્ષગાંઠ માટે તમે શું લાવ્યાં છો?' રમેશે દાદીમાને પૂછયું.

દાદીમા કાંઇ પણ જવાબ આપે તે પહેલાં જ વચમાં પિતાજીએ કહ્યું, 'કોના માટે શું લાવ્યા છીએ એ બધી પછીથી ખબર પડશે. પહેલાં તું જલદીથી નાહી, પૂજા કરી તૈયાર થઇ જા . કાકા- કાકી હમણાં આવશે. અને મંદિરે જવાનું પણ મોડું થાય છે'

રમેશ નાહીધોઇ પૂજા કરી નીચે આવ્યો ત્યારે કાકાકાકી પણ બેઠક રૂમમાં બેઠાં હતાં. રમેશે કાકાકાકી ને 'જય શ્રીસ્વામિનારાયણ' કહ્યા. રમેશના હાથમાં એક બંડલ આપ્યું . રમેશ કાંઇ પૂછે તે પહેલાં જ કાકી એ કહ્યું, 'આમાં તારા માટે નવાં કપડાં છે. જા, આ કપડાં પહેરી આવ. પછી આપણે સાથે મંદિરે જઇશું'

રમેશ પાછો ઉપર ગયો અને નવાં કપડાં પહેરીને નીચે આવ્યો ત્યારે મોટી બહેન પ્રેમિલા પણ સુંદર નવાં કપડાં પહેરીને તૈયાર થઇને કાકીની બાજુમાં બેઠી હતી. રમેશે અનુમાન કર્યું કે પ્રેમીલાનાં નવાં કપડાં પણ કાકા જ લઇ આવ્યા હશે. એ પણ આવીને બીજી બાજુએ ગોઠવાઇ ગયો.

મમ્મી બોલ્યાં, 'આપણે બધાં પહેલાં મંદિરે જઇ અન્નકૂટનાં દર્શન કરી આવીએ. પછીથી સગાંસબંધીઓને મળવા જશું' રમેશે તરત પૂછ્યું, 'અન્નકૂટ એટલે શું?' 'અન્ન એટલે અનાજ-ખાવાનું અને કૂટ એટલે ડુંગર-ઢગલો. ભગવાન આગળ જાતજાતની વાનગીઓના થાળ ગોઠવીએ એ અન્નકૂટ. વરસના પહેલા દિવસે આપણે ભગવાનને રાજી કરવા સારી સારી વાનગીઓ જમાડીએ.' રમેશે તરત જ બીજો સવાલ પૂછ્યો, 'આખો દિવસ સગાંઓને મળવાની શું જરૂર?' આનો જવાબ કાકીએ આપ્યો, 'નવા વરસની ખુશાલી વ્યક્ત કરવા મિત્રો અને સબંધીઓ એકબીજાને ઘરે જાય અને 'સાલ મુબારક' કહીને નવા વર્ષના અભિનંદન પાઠવે. આપણે ઘેર પણ જે આવે તેમને તારે મીઠાઇ આપવાની અને 'જય શ્રી સ્વામિનારાયણ' અને 'સાલ મુબારક' કહેવાનું. અને હવે તને જે પૂછવું હોય તે રસ્તામાં ગાડીમાં પૂછજે. અત્યારે મોડું થાય છે.' રમેશ અને પ્રેમિલા કાકાની ગાડીમાં મંદિરે જવા નીકળ્યાં. રસ્તામાં રમેશે પૂછ્યું 'આખી દુનિયાનું નવું વરસ આજે હોય?' હવે પ્રેમિલાથી ન રહેવાયું. તે બોલી ઊઠી, 'રમેશ, તને તો કાંઇ ખબર નથી. આજે આપણું નવું વરસ છે. ખ્રિસ્તી લોકોનું નવું વરસ તેમના કેલેન્ડર પ્રમાણે આવે. તેમના તહેવારો આપણાથી જુદા સમયે આવે.'

હવે રમેશને યાદ આવ્યું કે નાતાલની રજાઓ બાદ તે તેની નિશાળના ખ્રિસ્તી દોસ્તોને 'હેપી ન્યુ ઇયર' કહેવા ફોન કરે છે.

## સ્વાધ્યાય.

'વરસ' અને 'વર્ષ'આ બે રીતે લખી શકાય છે.

**અઘરા શબ્દો:**

વ્યક્ત = બતાવવું

ખ્રિસ્તી = ક્રીસ્ચીયન

નીચેના સાચા વાક્યો સામે ( √ ) અને ખોટાં વાક્યો સામે ( × ) કરો.

૧. બેસતું વરસ એટલે વરસ પુરું થાય. ( )

૨. હિંદુ બેસતું વરસ અને નાતાલ એક જ દિવસે ઉજવાય છે. ( )

૩. નવા વરસના દિવસે બધા એકબીજાને "સાલ મુબારક" કહે છે. ( )

## ઘરકામ

તમે નવા વરસના દિવસે શું કર્યું, નવું વર્ષ કેવી રીતે ઉજવ્યું તે વિશે લખો.

# હરિ નવમી

ભગવાને ગીતામાં વચન આપ્યું છે કે ધરતી ઉપર જ્યારે પણ અધર્મ વધી જશે ત્યારે તે અધર્મનો નાશ કરવા તેઓ પોતે જ આ ધરતી ઉપર અવતાર ધારણ કરશે. આ વચનને સત્ય કરવા ભગવાન સ્વામિનારાયણ રૂપે પ્રગટ થયા.

અયોધ્યાની બાજુમાં છપૈયા નામે એક નાનકડું ગામ છે. આ ગામમાં ધર્મદેવ નામે એક પવિત્ર બ્રાહ્મણ રહેતા હતા. તેમને ભક્તિદેવી નામના પત્ની હતાં. પતિપત્ની બંને ખુબ સદાચારી અને ધર્મપરાયણ હતાં. ભગવાને આ પવિત્ર દંપતીને પોતાના માતાપિતા તરીકે પસંદ કર્યા.

સંવત્ ૧૮૩૭ના ચૈત્ર સુદ નવમી અને સોમવારના દિવસે તેમને ઘરે ભગવાને રાત્રિ ના ૧૦ વાગ્યે જન્મ ધારણ કર્યો. પૃથ્વી અને પૃથ્વી ઉપર રહેનારા સૌ ભક્તજનો માટે આ સુખની ઘડી હતી. ભક્તજનોના દુઃખ દુર કરવા ભગવાન પોતે પધાર્યા હતા. બાળસ્વરૂપ ભગવાનનાં દર્શન કરવા છપૈયાનાં સૌ માણસો ધર્મદેવના આંગણામાં આવ્યાં હતાં. ભગવાનના મનુષ્ય સ્વરૂપનાં દર્શન કરવા સ્વર્ગમાંથી દેવતાઓ પણ પોતપોતાના વિમાનો લઈ ને ધર્મદેવનાં આંગણામાં આવ્યા હતા. સર્વત્ર આનંદ છવાઈ રહ્યો હતો.



જન્મ સમયે બાળસ્વરૂપ ભગવાને પોતાના માતાપિતાને પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન કરાવ્યું. ધર્મદેવ અને ભક્તિદેવીને પોતાના પુત્રમાં પરમેશ્વરનાં દર્શન થયાં. ધર્મદેવ અને ભક્તિમાતાએ ખુબ જ ભક્તિપૂર્વક ભગવાનની પ્રાર્થના કરી.

પોતાના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન આપી ભગવાન પાછા બાળક સ્વરૂપે થઈ ભક્તિમાતાના ખોળામાં રમવા લાગ્યા. ધર્મદેવ અને ભક્તિમાતા પણ ભગવાનને પોતાના પુત્ર જાણીને ખુબ પ્રેમથી અને લાડકોડથી રમાડવા લાગ્યાં.

હજારો વર્ષો પહેલાં આવી રીતે જ ચૈત્ર સુદ નવમીના દિવસે ભગવાન શ્રી રામ સ્વરૂપે પ્રગટ થયા હતા. એટલે આ દિવસને આપણે રામનવમી પણ કહીએ છીએ. સ્વામિનારાયણ ભગવાનનું એક નામ હરિ પણ હતું એટલે ભગવાનના આ જન્મદિવસને આપણે હરિજયંતિ પણ કહીએ છીએ.

આપણા મંદિરોમાં ભગવાનનો જન્મદિવસ ખૂબ ધામધૂમથી ઊજવવામાં આવે છે. શિક્ષાપત્રીની આજ્ઞા પ્રમાણે સૌ હરિભક્તો આ દિવસે ઉપવાસ કરે છે.

## અઘરા શબ્દો :

ધર્મપરાયણ = ધર્મ પ્રમાણે જે રહે તે Religious
સદાચારી = જેનું વર્તન સારું હોય તે
દંપતી = પતિ અને પત્ની Couple
આંગણું = ફળિયું, ઘરની આગળનો ભાગ Forecourt, Courtyard
તિથિ = ગુજરાતી તારીખ

## સ્વાધ્યાય

**શબ્દનો છેલ્લો અક્ષર અડધો લખવો હોય ત્યારે તે અક્ષર નીચે ( ્ ) ચિન્હ મૂકવું. જેમકે સંવત્, સુખદ્,**
**થોડાક અડધા અક્ષરો કેવી રીતે લખાય છે એ ફરીથી જોઇએ.**

ત્ + ર = ત્ર  પ્ + ર = પ્ર  શ્ + ર = શ્ર

દ્ + ધ = દ્ધ  હ્ + મ = હ્મ  ષ્ + ટ = ષ્ટ

દ્ + દ્ + ય = દ્ય  હ્ + ય = હ્ય  દ્ + ય = દ્ય

અડધા 'શ' નું જોડાણ નીચેના ત્રણ અક્ષરો સાથે જુદી જુદી રીતે લખાય છે.

શ્ + વ = શ્વ  શ્ + ન = શ્ન  શ્ + ચ = શ્ચ

**નીચેના શબ્દોની જોડણીઓ યાદ રાખો.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| બ્રાહ્મણ | Brahmin | | શ્રદ્ધા | Faith | | કહ્યું | Said |
| આશ્ચર્ય | Surprise | | શ્રેષ્ઠ | Best | | પત્ર | Letter |
| વિશ્વાસ | Trust | | પ્રશ્ન | Question | | દૃષ્ટિ | Sight |
| જન્માષ્ટમી | Janmashtami | | વિદ્યાર્થી | Student | | વિદ્યા | Knowledge |

## ઘરકામ

૧. ઉપર લખેલા બાર શબ્દો વાપરીને બાર વાક્ય બનાવો.
૨. શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ કયા ગામમાં થયો હતો?
૩. શ્રી સ્વામિનારાયણ ભગવાનની જન્મ તિથિ જણાવો.
૪. શ્રી સ્વામિનારાયાણ ભગવાનના માતા અને પિતાનાં નામ જણાવો.
૫. ભગવાને ગીતામાં શું વચન આપ્યું છે?
૬. શ્રી સ્વામિનારાયણ ભગવાનના જન્મદિવસને હરિજયંતિ શા માટે કહેવાય છે?
૭. શ્રી રામ ભગવાનનો જન્મ કયા દિવસે થયો હતો?

# ફૂલણજી કાગડો



એક જંગલ હતું. જંગલમાં જાત જાતનાં પ્રાણીઓ રહે. હાથી, સિંહ, જીરાફ, ઝીબ્રા, વાંદરા, વાઘ, ગેંડા, શિયાળ,



વગેરે પ્રાણીઓ ઉપરાંત



કાગડા, સમડી, કબૂતર, કોયલ, ચકલી, મોર જેવાં પક્ષીઓ પણ રહે.

આ જંગલમાં એક શિયાળ હતું. એક દિવસ તેને ભૂખ લાગી તે શિકારની શોધમાં જંગલમાં આમથી તેમ ફરતું હતું.

તેવામાં એક કાગડો ઊડતો-ઊડતો ત્યાં આવ્યો. આવીને તે એક ઝાડ ઉપર બેઠો. કાગડાની ચાંચમાં એક પૂરી હતી. શિયાળને મનમાં એમ થયું કે કોઈ યુક્તિ કરીને કાગડા પાસેથી પૂરી લઈ લઉં.

કાગડો જે ઝાડ ઉપર બેઠો હતો તે ઝાડ નીચે જઇ શિયાળે કાગડાના વખાણ કરવા માંડયાં: 'વાહ! કાગડાભાઈ વાહ! શું તમારું રૂપ છે! કેવો રૂપાળો તમારો રંગ છે! તમારા સુંદર પીછાંનાં તો જેટલા વખાણ કરીએ તેટલા ઓછાં છે. ભગવાનની તમારા ઉપર ઘણી કૃપા છે.'

પોતાના વખાણ કોને ન ગમે? સૌને ગમે. કાગડાને પણ પોતાના વખાણ ગમ્યાં. કાગડો ખૂબ રાજી થઈ ગયો. અને ફૂલાઈ ગયો.

શિયાળે તેને વધારે ફૂલાવવા વધારે વખાણ કરવા માંડયાં, 'વાહ! કાગડાભાઈ! વાહ! જેવું તમારું રૂપ એવો જ મધુર તમારો અવાજ. તમારું ગીત સાંભળવાની તો સૌને મજા આવે.'

કાગડાને આમ તો ખબર જ હતી કે તેનો અવાજ બેસૂરો છે. પણ શિયાળે વખાણ કર્યા એટલે રાજી થઇ ગયો. વખાણથી ફૂલાઈ ગયો હતો. ખોટા વખાણને સાચાં માની લીધાં અને તાનમાં આવી કા-કા-કા કરી ગાવા લાગી ગયો. ગાવા માટે જેવી ચાંચ ખોલી તેવી જ ચાંચમાંથી પૂરી નીચે પડી ગઈ. ઝાડ નીચે ઊભેલાં શિયાળે એ પૂરી મોમાં ઝીલી લીધી અને કાંઇ પણ બોલ્યા વગર ત્યાંથી ચાલી નીકળ્યું.

થોડી વાર પછી જ્યારે કાગડાનું તાન ઉતરી ગયું, ત્યારે એને ખ્યાલ આવ્યો કે તેની ચાંચમાં પૂરી નથી અને ઝાડ નીચે શિયાળ પણ નથી.



## સ્વાધ્યાય

**અઘરા શબ્દો:**

| | | |
|---|---|---|
| કૃપા | = | દયા, મહેરબાની |
| ફૂલાવું | = | મનમાં ખૂબ રાજી થવું |
| તાનમાં આવવું | = | ખૂશ થવું, મજા આવવી |
| મધુર | = | મીઠો |
| બેસૂરો | = | સાંભળવો ન ગમે તેવો |

૧. જંગલમાં રહેતાં દસ પશુઓ તથા દસ પક્ષીઓનાં નામ લખો.
૨. કાગડો કેમ ફૂલાઇ ગયો?
૩. કાગડાની ચાંચમાંથી પૂરી શા માટે પડી ગઇ?
૪. કાગડા પાસેથી પૂરી લેવા શિયાળે શું કર્યું?

## ઘરકામ :

**નીચેના શબ્દો નર, નારી અને નાન્યતર જાતિ વાર છૂટા પાડો.**

બચ્ચું, ખેડૂત, ફેરીયો, આકાશ, ઝાડ, ડાળી, પંખી, ગીત, મંદિર, જાનવર, સૂરજ, રાત, તળાવ, પાણી, સવાર, સાંજ, દિવસ, દુનિયા, કવિતા, અવાજ, ટપાલી, વહાણ, મૂર્તિ, દૂધ, ખાંડ, સાકર, પૂરી, શાક, રોટલી, રસોડું, ગરમી, ઠંડી, શિયાળો, સિંહ, હાથી, અનાજ, વસ્તુ, દાઢી, બરફ, સુખ, દુઃખ, બીક, ગુસ્સો, ફૂલ, ફળ, જંગલ, ટેવ, વાદળ, ઊંચાઈ, લંબાઈ, પથ્થર, ટુકડો, પશુ, હાથ, પગ, જીભ, મોઢું, ચાંદલો, તિલક, કાગળ.

# My interests

Fill the blanks in Gujarati.

Example:

હું બધા દેશના ……… (Coins) ભેગા કરું છું.
સિક્કા

૧. સારા દિવસોમાં મારા ભાઇ સાથે…………….(Bike)ચલાવું છું.

૨. હું શનિવારે પુસ્તકાલયમાં………………… (Book) વાંચું છું.

૩. મને…………………………………….(Swimming) જવું ગમે.

૪. હું મારા દોસ્તો સાથે નવરાત્રિમાં………(Stick Dance) રમવા જાઉં.

૫. મને દડાથી ……………………………….(Playing) મજા પડે.

૬. સૂતાં પહેલાં મને સંગીત ……………..……(Listen) જોઈએ.

# ભેજુ કસો

આ રમતમાં તમારે નામ શોધવાનાં છે. કોઇક નામને પહેલો અથવા છેલ્લો અક્ષર તમારે ભરવાનો છે. વચ્ચેના અક્ષરોના કાનો, માતર, રસ્વઇ, દીર્ઘઇ, મીંડું વગેરે તમને બેસાડવાનાં છે.

૧) સ ત (રામાયણનું પાત્ર છે) જવાબ.. સિતા

૨) .. ર ત (રામાયણનું પાત્ર છે) જવાબ..

૩) ર વ .. (રામાયણનું પાત્ર છે) જવાબ..

૪) વ ભ ષ ણ (રામાયણનું પાત્ર છે) જવાબ..

૫) .. શ લ્યા (રામાયણનું પાત્ર છે) જવાબ..

૬) .. ક્ષ પ ત્ર (શ્રી સ્વામિનારાયણ ભગવાને જાતે લખી છે) જવાબ..

૭) .. મ પ્ર ત પ (શ્રી સ્વામિનારાયણ ભગવાનના ભાઇ) જવાબ.

૮) દ ય ધ ન (મહાભારતનું પાત્ર) જવાબ.

૯) .. ઠ વ ડ ય (સાત દિવસનું થાય) જવાબ.

૧૦) ર મ ન વ મ (શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ દિવસ) જવાબ.

# ભીમ અને હનુમાન

હનુમાન અને ભીમની ઘણી વાતો આપણે સાંભળી છે. હનુમાનજી મહારાજ ભગવાન શ્રી રામના સેવક અને આપણા ઉપાસ્ય ભગવાન શ્રી સ્વામિનારાયણના પણ ભક્ત. ભીમ શ્રી કૃષ્ણ ભગવાનના ફોઇના દીકરા અને મિત્ર. હનુમાન અને ભીમ બન્ને ખૂબ શક્તિશાળી અને બન્ને વાયુદેવના પુત્રો.

ભીમને પોતાની તાકાતનું અભિમાન આવી ગયું કે મારા જેવું જોરાવર કોઇ નહીં. ભગવાનને તો અભિમાન જરાય ન ગમે. પણ ભગવાન જો સીધી શિખામણ દે તો કોઇ માને નહીં એટલે શ્રી કૃષ્ણ ભગવાન ભીમનું અભિમાન ઉતરે એવા મોકાની રાહ જોતા હતા.

મહાભારતના યુદ્ધ સમયે ભગવાનને એવી તક મળી ગઈ. લડાઇના ખર્ચ માટે ભગવાન શ્રી કૃષ્ણ અને ભીમ લંકાથી સોનું લાવવા ગયા. લંકાથી થોડે દૂર, લંકાના રસ્તા ઉપર ભગવાનની ઇચ્છાથી હનુમાનજી ઘરડા વાંદરાનું રૂપ લઇને સૂઇ ગયા. શ્રી કૃષ્ણ ભગવાન અને ભીમ નજીક આવ્યા તો પણ હનુમાનજી ખસ્યા નહીં.

ભગવાન તો વાંદરાને ઓળખતા હતા એટલે કાંઇ બોલ્યા નહીં પણ ભીમે વાંદરા ને કહ્યું, 'અલ્યા એઇ વાંદરા, રસ્તામાં કેમ આડો પડયો છે? વચ્ચેથી આઘો ખસ.' વાંદરાએ જવાબ આપ્યો, 'શું કરું ભાઇ, શરીરે સારું નથી, વળી ઉંમર પણ થઇ છે. ખસાતું નથી. તમે જરા બાજુમાંથી પસાર થઇ જાઓને'

ભીમસેને ગર્વથી કહ્યું 'તું મને ઓળખતો લાગતો નથી. હું ભીમસેન છું. તારાથી ન ખસાતું હોય તો ભલે મર! પણ તારી પૂછડી જરાક ખસેડ એટલે જગ્યા થાય.' વાંદરાએ જવાબ દીધો, 'અહોહો! તમે જ ભીમસેન! તો મારા ઉપર જરા દયા કરો. મારામાં તો પૂછડી ખસેડવાની પણ શક્તિ નથી. તમે જ મારી પૂછડી ખસેડીને રસ્તો કરી લોને!'

હવે ભીમસેનને ગુસ્સો આવ્યો. એણે મનમાં વિચાર કર્યો કે હમણાં જ આ વાંદરાની પૂંછડી પકડીને દૂર ફેંકી દઉં. તે વાંદરાની પૂંછડી ઊંચકવા વાંકો વળ્યો પણ આ શું? તેનાથી પૂછડી ઊંચી ન થઈ. ફરીથી વધારે જોર લગાવી કોશિષ કરી જોઈ. પણ પૂછડી જાણે જમીન સાથે ચોંટી ગઈ હોય તેમ જરા પણ ડગી નહીં. ભીમ શરમાઈ ગયો. વિચારવા લાગ્યો કે કોઇ સામાન્ય વાંદરામાં આટલી બધી તાકાત હોય નહીં. ઓચિંતાનો એને વિચાર આવ્યો કે આ વાનર હનુમાનજી તો નહીં હોય ને!

એનો ગર્વ હવે ઊતરી ગયો હતો. તેના મનમાં થયુ કે હું સૌથી શક્તિશાળી, પણ મારાથી તો આ વાંદરાની પૂંછડી પણ ન ઉપડી. વિનયથી હાથ જોડી તે વાનર પ્રત્યે બોલ્યો, 'માનો કે ન માનો પણ મને તો આપ હનુમાનજી લાગો છો.' આ સાંભળીને હનુમાનજી તરત જ ઘરડા વાનરનું રૂપ છોડી પોતાના અસલ રૂપે થઈ ગયા. ભીમે હાથ જોડી હનુમાનજીને પ્રણામ કર્યા.

હનુમાનજી બોલ્યા, 'તું તો મારો નાનો ભાઈ છે. તને તારા બળનું ખૂબ અભિમાન હતું. તારું અભિમાન ઉતારવા માટે ભગવાનની ઈચ્છાથી જ આ પરચો તને

દેખાડયો છે. બોલ હવે કદીયે અભિમાન કરીશ?' ભીમ હવે શું બોલે! એનું અભિમાન તો હવે સાવ જ ઊતરી ગયું હતું.

ભીમસેને ભગવાન શ્રી કૃષ્ણ સામું જોયું તો ભગવાન મરકમરક હસતા હતા. અને બીજી બાજુ હનુમાનજી અદ્દશ્ય થઈ ગયા.

**અઘરા શબ્દો:**

ઉપાસ્ય = ઉપાસના-પૂજા કરવા યોગ્ય

સેવક = નોકર, સેવા કરે તે, આજ્ઞામાં રહે તે

શક્તિશાળી = બહુ તાકાત વાળો

## સ્વાધ્યાય

- ❖ 'બન્ને' અને 'બન્ને' બે રીતે લખી શકાય છે. લખવામાં 'બન્ને'સહેલું પડે.
- ❖ પૂછડી અને પૂંછડી એ શબ્દોની બન્ને જોડણી સાચી છે.

- ❖ જે વાકયમાં પ્રશ્ન – સવાલ પૂછાયેલો હોય એવા વાકયને અંતે પ્રશ્નાર્થચિન્હ '?' મૂકવામાં આવે છે.

## ઘરકામ

**૧. નીચે નરજાતિના શબ્દો આપેલા છે. તેમના નારીજાતિના શબ્દો લખો.**

**દીકરો, પુત્ર, ગધેડો, શેઠ, બાળક, બ્રાહ્મણ, મામા, માસા, સિંહ, પિતા, પતિ, ફુઆ, વાંદરો, વર, ચકલો, ઘોડો, બકરો, સસરો, ધોબી, માળી, માલિક, શિક્ષક, લેખક, બનેવી, જેઠ, દિયર, પુરુષ, દરજી, ડબ્બો, દેવ, શ્રીમાન, ઉંદર, રાજા, છોકરો.**

**૨. નીચેના શબ્દોમાંથી કયા શબ્દોની જોડણી સાચી છે?**
**ખોટી જોડણીવાળા શબ્દો ઉપર ચોકડી મારો.**

| | |
|---|---|
| દુનિયા | દુનીયા |
| કિમત | કીમત |
| છુપાવવું | છૂપાવવું |

| | |
|---|---|
| છુપું | છૂપું |
| અજવાળું | અજવારું |
| દિવાળી | દીવાળી |

# શ્રીજી મહારાજના પરમ સેવક ભગુજી અને ગંગારામ મલ્લ

શ્રીજી મહારાજના એક પરમ સેવક હતા. તેમનું નામ ભગુજી. તલવાર ચલાવવામાં બહુ જ હોશિયાર. બન્ને હાથે તલવાર ચલાવી શકે. તે સમયે સૌરાષ્ટ્રના ઘણા રાજાઓ ભગુજીને તેમના સેનાપતિ બનવા આમંત્રણ આપતા. પણ ભગુજી બધાને ના પાડે. કહે કે મારે તો એક સ્વામિનારાયણ ભગવાનની જ નોકરી કરવી છે. શ્રીજી મારા માલિક અને હું શ્રીજીનો નોકર.

તે સમયે ઘણા અધર્મીઓને શ્રીજી મહારાજ ન ગમે. વારંવાર શ્રીજી મહારાજ ઉપર હુમલા કરે. ગઢડા ઉપર પણ ચડાઈ કરે. ભગવાનને તો કોઈ ચિંતા હતી જ નહીં તેઓ તો ધર્મનો પ્રચાર કરવા ગામોગામ ફરે. ભગુજી હમેશાં શ્રી હરિની સાથે રહે. સંતો-હરિભક્તોનું રક્ષણ કરવા સદાય તૈયાર. આ સેવામાં પોતાનો જાન આપવા પણ તૈયાર.

એક વખત બસો માણસના લશ્કરે ગઢડા ઉપર ચડાઈ કરી. દાદા ખાચરના સૈન્યને સાવધાન થવાનો સમય પણ ન મળ્યો. ભગુજી માત્ર વીસ માણસોને સાથે લઈ સામે ગયા. બસો માણસોની સામે વીસ માણસોએ બરાબર ટક્કર લીધી. લડાઈમાં ભગુજીના જમણે હાથે તલવારનો ભયંકર ઘા લાગ્યો. ભગુજી ડાબે હાથે તલવાર ચલાવવા લાગ્યા પણ બિલકુલ પાછળ ન હટયા. ભગુજીના વીસ માણસોને પક્ષે ભગવાન પોતે હતા એટલે તેમનો વિજય થયો અને દુશ્મનો મેદાન છોડીને ભાગી ગયા. ધર્મનો જય અને અધર્મનો પરાજય!

આ લડાઈમાં ભગુજીને અઢાર ઘા લાગ્યા હતા. લડાઈના મેદાનમાંથી દાદા ખાચરના દરબારમાં તેમને ખાટલા પર લાવવા પડેલા. શ્રી સ્વામિનારાયણ ભગવાને પોતે પોતાના હાથે ભગુજીના ઘા ઉપર દવા લગાડી પાટા બાંધ્યા હતા.

આવી હતી ભગુજીની શ્રી હરિ પ્રત્યે સેવા! અને શ્રી હરિને પણ ભગુજી પ્રત્યે એવો જ પ્રેમ! શ્રી હરિના આવા જ બીજા એક સેવક હતા ભુજના ગંગારામ મલ્લ. શ્રીજી મહારાજ ભુજ પધારતા ત્યારે ઘણી વખત ગંગારામ મલ્લને ઘેર રહેતા.

તે વખતના ભુજના રાજાના દીવાન જગજીવન મહેતા ભગવાનના વિરોધી ભગવાનને અને સંતોને ઘણી વખત હેરાન પણ કરે.

એક વખત શ્રી હરિ ભુજમાં ગંગારામ મલ્લને ત્યાં હતા. જગજીવન મહેતા એક દિવસ શ્રીજી મહારાજને કેદ કરવાના ઈરાદાથી સૈન્ય લઈને આવ્યો. ઘરના આંગણામાં આવી ભગવાનને બહાર આવવાનો પડકાર કર્યો પણ અક્ષરધામના અધિપતિને આ જગતના જીવોથી ડર કેવો? બાળ વયમાં ઘરનો ત્યાગ કરી જંગલના એકાંતમાં જંગલી જાનવરોથી પણ ન ડરતા તે શ્રી હરિને જગજીવન થોડો ડરાવી શકે!

ભગવાને તો અંદરથી કાંઇ જવાબ ન દીધો પણ ગંગારામ મલ્લ હાથમાં ઉઘાડી તલવાર લઈને દરવાજાની વચ્ચે ઊભીને સામો પડકાર ફેંક્યો, જેનામાં તાકાત હોય તે સામે આવે. મારા હાથમાં આજે અક્ષરધામના અધિપતિ શ્રી સ્વામિનારાયણ

ભગવાનનું બળ છે.

ગંગારામનું આવું ભયંકર અને ડરામણું રૂપ જોઈને જગજીવન અને તેનું સૈન્ય ડરી ગયું. જગજીવન આવ્યો હતો બહાદુરીથી પણ વીલે મોઢે પાછો ગયો.

આવા હતા ગંગારામ મલ્લ. ભગવાનની રક્ષા માટે પોતે એકલા સૈન્યની ટુકડી સામે થયા હતા. સ્વામિનારાયણ ભગવાનને પણ ગંગારામ ઉપર ઘણો પ્રેમ. ભગવાને ઘણી વખત ગંગારામ મલ્લને પોતાના મૂલ્યવાન આભૂષણો ઉતારીને આપેલ છે.

અને ભગવાનનો વિરોધી જગજીવન મહેતા ભુજની બજારમાં ખૂબ ખરાબ રીતે મર્યો હતો.

## સ્વાધ્યાય

### ૧. નીચેના વાક્યો સાચાં છે કે ખોટાં?

| યોગ્ય ખાનામાં ચોકડી મૂકો. | સાચું | ખોટું |
|---|---|---|
| ૧. ભગુજી ગદા ચલાવવામાં હોશિયાર હતા. | ☐ | ☐ |
| ૨. ભગુજી હમેશાં શ્રી હરિ સાથે રહેતા. | ☐ | ☐ |
| ૩. લડાઈમાં ભગુજીને ડાબા હાથમાં તલવાર વાગી. | ☐ | ☐ |
| ૪. ગંગારામ ભુજના દિવાન હતા. | ☐ | ☐ |
| ૫. જગજીવન ભગવાનનો ભક્ત હતો. | ☐ | ☐ |

### ૨. નીચેના શબ્દોમાંથી ક્યા શબ્દોની જોડણી સાચી છે?

ખોટી જોડણીવાળા શબ્દો ઉપર ચોકડી મારો.

| | |
|---|---|
| છતરી | છત્રી |
| ચોપડી | ચોપરી |
| નિશાળ | નીશાળ |
| દિવાલ | દીવાલ |
| મંદીર | મંદિર |
| શનિવાર | શનીવાર |

| | |
|---|---|
| ખમીશ | ખમીસ |
| અઠવાડિયું | અઠવાડીયું |
| જુનું | જૂનું |
| ખુરસી | ખુરશી |
| સ્વામિનારાયણ | સ્વામીનારાયણ |
| ગણિત | ગણીત |

### ૩. ઉપરના પાઠમાંથી શોધી નીચેના શબ્દોમાં ખાલી જગ્યા પૂરો.

| | | | |
|---|---|---|---|
| તલ __ર | આમં__ણ | __ર__ર | અ__પતિ |
| સાવ__ન | બહા__ર | ગં__રા__ | આ__ષ__ |
| હો__યાર | ભયં__ર | અ__ર__મ | સેના__ __ |

# વ્યાકરણ

**આપણે પહેલા ધોરણમાં વ્યાકરણ શીખ્યા હતા તે ફરીથી તાજું કરીએ.**

## ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ

Present Tense - IS and ARE, DO and DOING.
**વર્તમાન કાળ–** છું અને છીએ, કરું અને કરીએ.
Past Tense - WAS and WERE, DID.
**ભૂતકાળ –** હતો અને હતા, કર્યું.
Future Tense - WILL BE & WILL DO.
**ભવિષ્યકાળ–** હઇશ અને હઇશું, કરીશ અને કરશું.

## સ્વાધ્યાય

નીચેના વાક્યોનો કાળ જણાવો.

૧. હું શનિવારે મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું.
૨. હું ઉનાળાની રજાઓમાં અમેરિકા ફરવા જઇશ.
૩. હું ગઇકાલે નિશાળે ગયો હતો.
૪. તું આવતીકાલે મારે ઘેર આવજે.
૫. મારા મમ્મી મારા માટે રમકડાં લઇ આવશે.
૬. મારા જન્મદિવસે અમે બહાર ફરવા જઇશું.
૭. અમે નિશાળમાં ફૂટબોલ રમીએ છીએ.
૮. હું મારા મિત્રને ઘેર ગયો હતો.

## સ્વાધ્યાય – ૨

નીચેના વાક્યોના કાળ સૂચવ્યા પ્રમાણે બદલાવો.

૧. હું શનિવારે મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું. (ભૂતકાળમાં ફેરવો)
૨. હું ઉનાળાની રજાઓમાં અમેરિકા ફરવા જઇશ. (ભૂતકાળમાં ફેરવો)
૩. હું ગઇ કાલે નિશાળે ગયો હતો. (ભવિષ્યકાળમાં ફેરવો)
૪. તું આવતી કાલે મારે ઘેર આવજે. (ભૂતકાળમાં ફેરવો)
૫. મારી મમ્મી મારા માટે રમકડાં લઇ આવશે. (વર્તમાનકાળમાં ફેરવો)
૬. મારા જન્મદિવસે અમે બહાર ફરવા જઇશું. (ભૂતકાળમાં ફેરવો)
૭. અમે નિશાળમાં ફૂટબોલ રમીએ છીએ. (ભવિષ્યકાળમાં ફેરવો)
૮. હું મારા મિત્ર ને ઘેર ગયો હતો. (વર્તમાનકાળમાં ફેરવો)

# એકવચન અને બહુવચન

હવે એકવચન અને બહુવચનનો ફરક સમજીએ.
એકવચનના શબ્દોને બહુવચનમાં ફેરવવા માટે નીચે જણાવેલ જુદા જુદા નિયમો છે.
આ નિયમો દરેક શબ્દોને લાગુ પડતા નથી તે ખ્યાલ રાખવો.

ક. ગાય ઘાસ ખાય છે.
પાદરમાં ઘણી ગાયો ઘાસ ખાય છે.

માના ભાઈ મામા કહેવાય.
મારે ત્રણ મામાઓ છે.

મારા ઘરની બાજુમાં એક મંદિર છે.
લંડનમાં ઘણાં મંદિરો છે.

* સામાન્ય રીતે જે શબ્દો 'અ' કે 'આ' થી પૂરો થતો હોય તેના બહુવચનને અંતે 'ઓ' આવે છે.

| | | |
|---|---|---|
| જેમ કે: | ઘર | ઘરો |
| | ગાય | ગાયો |
| | મંદિર | મંદિરો |
| | નિશાળ | નિશાળો |
| | મામા | મામાઓ |
| | તળાવ | તળાવો |
| | બાળક | બાળકો |

પણ ઘાસ કે હાથ નું બહુવચન તે પ્રમાણે નથી થતું તે ખ્યાલ રાખવો.

જેમ કે :

| | |
|---|---|
| ગાય ઘાસ ખાય છે. | ગાય ઘણું ઘાસ ખાય છે. |
| આ મારો એક હાથ છે. | ઘણા હાથ રળિયામણા. |

ખ. એક બકરી પુલ ઉપરથી પસાર થાય છે.
ઘણી બકરીઓ પુલ ઉપરથી પસાર થાય છે.

મારા વર્ગમાં એક છોકરી ઘણી તોફાની છે.
મારા વર્ગમાં ઘણી છોકરીઓ છે.

અમારા ગામમાં બાઇઓ તથા ભાઇઓના મંદિરો જુદાં જુદાં છે.

પાંજરામાં એક પક્ષી છે.
આકાશમાં પક્ષીઓ ઉડે છે.

મારી માસીની દીકરી આજે મારે ઘેર આવી હતી.
મારી માસીની ત્રણ દીકરીઓ છે.

* સામાન્ય રીતે જે શબ્દો ' ઈ ' થી પૂરો થતો હોય તેના બહુવચનને અંતે 'ઈ ઓ' આવે છે.

જેમ કે : છોકરી છોકરીઓ
બકરી બકરીઓ
મામી મામીઓ
બારી બારીઓ
બાઇ બાઇઓ
સ્ત્રી સ્ત્રીઓ

આવા શબ્દો સામાન્ય રીતે (Generally, but Not Always.) નારી જાતિ (Feminine) માટે વાપરવામાં આવે છે.

ગ. મદારી વાંદરું રમાડતો હતો.
પ્રાણીસંગ્રાહલયમાં ઘણાં વાંદરાં છે.

* સામાન્ય રીતે જે શબ્દો 'ઉં' થી પૂરો થતો હોય તેના બહુવચનને અંતે 'આં' આવે છે.

જેમ કે : વાંદરું વાંદરાં
કૂતરું કૂતરાં
છોકરું છોકરાં

આવા શબ્દો સામાન્ય રીતે નાન્યતર જાતિ (Neuter Gender) માટે વાપરવામાં આવે છે.

**ઘ.** મારા ઓરડામાં બે દરવાજા છે.
મારા ઘરમાં પાંચ ઓરડા છે.

* સામાન્ય રીતે જે શબ્દ 'ઓ' થી પૂરો થતો હોય તેવા શબ્દોને અંતે 'આ' લગાડવાથી બહુવચનમાં ફેરવી શકાય છે.

જેમ કે : દરવાજો દરવાજા
ઓરડો ઓરડા
છોકરો છોકરા
કૂતરો કૂતરા

આવા શબ્દો સામાન્ય રીતે નર જાતિ 'Masculine Gender' માટે વાપરવામાં આવે છે.

**ચ.** ભગવાનની આપણા ઉપર ઘણી દયા છે.
ઉનાળામાં આપણને ઘણું પાણી પીવા જોઇએ છે.
મારી માતા મને ઘણો પ્રેમ કરે છે.

* ઘણા શબ્દો હંમેશાં એકવચનમાં જ વપરાય છે. આવા શબ્દોનું બહુવચન નથી હોતું.

જેમ કે : પ્રેમ દયા પાણી આશા ગુસ્સો ઘી ઘાસ
છાસ સાકર તેલ દહીં અનાજ પગ હાથ (Hand)

**છ.** સો માણસો માટે ખીચડી રાંધવા ઘણા મગ જોઇએ.
મારા બાપુજીને મારા ઘણા પ્રણામ કહેજો.

* ઘણા શબ્દો હંમેશા બહુવચનમાં જ વપરાય છે. આવા શબ્દોનું એકવચન નથી હોતું

જેમ કે : ઘઉં મગ ચશ્માં બૂટ પ્રણામ
સમાચાર દર્શન

જ. આચાર્ય મહારાજશ્રી સભામાં પધાર્યા.
મારા પિતાજી બહાર ગયા છે.

* આચાર્ય મહારાજશ્રી તથા પિતાજી એક જ છે છતાં પણ અહીં બહુવચન વાપર્યું છે. કોઇને માનથી બોલાવતી વખતે એકવચનના શબ્દની જગ્યાએ આપણે બહુવચનનો વપરાશ કરીએ છીએ.

* વડીલોને બોલાવતી વખતે હંમેશાં બહુવચનનો વપરાશ કરવો.
જેમ કે :
પિતાજી, તમે ક્યાં જાઓ છો? કાકા, તમે અહીં આવો.

## નીચેના શબ્દો બહુવચનમાં લખો.

| | | | | |
|---|---|---|---|---|
| દુનિયા | બારી | બકરી | દીવાલ | બતક |
| તળાવ | ટપાલી | લુહાર | મશીન | બહેન |
| કોયલ | અવાજ | ગાય | ગાડી | પશુ |
| કાગડો | પુરુષ | સુથાર | ચિત્ર | નદી |
| વાંદરો | છોકરી | રસ્તો | ચોપડી | |
| છોકરો | સ્ત્રી | અરીસો | મજૂર | |
| નિશાળ | બળદ | સીડી | રૂમાલ | |

નીચેના શબ્દોમાંથી ક્યા શબ્દોની જોડણી સાચી છે?
ખોટી જોડણીવાળા શબ્દો ઉપર ચોકડી મારો.

| | |
|---|---|
| દુનિયા | દુનીયા |
| જાન્યુઆરી | જાન્યુયારી |
| છુપાવવું | છૂપાવવું |
| છુપું | છૂપું |
| અજવાળું | અજવારું |
| દિવાળી | દીવાળી |
| મુકવું | મૂકવું |
| જુનું | જૂનું |

# નર, નારી અને નાન્યતર જાતિ

હવે આપણે નરજાતિ – MASCULINE પુરુષવાચક શબ્દો
નારીજાતિ – FEMININE સ્ત્રીવાચક શબ્દો તથા
નાન્યતરજાતિ – NEUTER નપુંસકવાચક શબ્દો
વચ્ચેનો ફરક સમજીએ.

**દાખલા આપવા માટે થોડાક શબ્દો આપેલા છે. આ શબ્દોની જાતિ સમજો.**

| નર | નારી | નાન્યતર |
|---|---|---|
| કેવો | કેવી | કેવું |
| પુરુષ | સ્ત્રી | બાળક |
| છોકરો | છોકરી | છોકરું |
| કબાટ | ખુરસી | ટેબલ |
| ખાટલો | દિવાલ | કોમ્પ્યુટર |
| દરવાજો | બારી | હીટર |

## સ્વાધ્યાય

**નીચેના શબ્દો જાતિવાર છૂટા પાડો. પછી તે શબ્દો બહુવચનમાં લખો.**
શબ્દને 'કેવો', 'કેવી' અથવા 'કેવું' કહેશો તો જાતિનો ખ્યાલ આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રસ્તો | અરીસો | સીડી | દીવાલ | મશીન | ગાડી |
| ચિત્ર | ચોપડી | પડદો | વાટકી | વાટકો | તપેલું |
| રકાબી | કૂતરો | બિલાડી | બસ | ટ્રેન | ગામ |
| નિશાળ | ઘર | બચ્ચું | ખેડૂત | પક્ષી | ટેલિવિઝન |
| છોકરો | આકાશ | વાંદરી | ઝાડ | ડાળી | પૂંછડું |
| ગીત | મંદિર | સૂરજ | સાંજ | સવાર | રાત |
| દુનિયા | તળાવ | કોયલ | કાગડો | ટપાલી | અવાજ |
| પુરુષ | છોકરી | સ્ત્રી | બળદ | બકરી | લુહાર |
| ગાય | સુથાર | | | | |

# પત્ર લેખન

આપણને કોઇને સારા સમાચાર આપવા હોય જેમકે પરીક્ષામાં સફળ થયા હોઇએ, અથવા આપણે ક્યાંક ફરવા ગયા હોઇએ તે વિશે કોઇને જાણ કરવી હોય ત્યારે તે જાણ પત્ર દ્વારા કરતા હોઇએ છીએ. આવા પત્રને બિનઔપચારિક (Informal) પત્ર કહેવાય છે.

આપણને કોઇ નોકરી માટે અરજી કરવી હોય અથવા કોઇ જાહેરખબરના અનુસંધાનમાં વધારે વિગત મંગાવવી હોય તો પણ આપણને પત્રનો આશ્રય લેવો પડે. આવા પત્રને ઔપચારિક (Formal) પત્ર કહેવાય છે. તો ચાલો આજે આપણે પત્ર લખતાં શીખીએ.

બન્ને જાતના પત્રમાં ચાર વસ્તુ હોવી જરૂરી છે.

## ૧. પત્ર લખનારનું નામ તથા સરનામું.

કાગળના ઉપરના જમણા ખૂણામાં પત્ર લખનારનું નામ તથા સરનામું લખવામાં આવે છે. સરનામું આપણે જ્યાંથી પત્ર લખ્યો હોય ત્યાંનું લખવું. આપણે પેરીસ ફરવા ગયા હોઇએ ત્યારે સરનામું પેરીસનું હોવું જોઇએ. (નોંધ: પરીક્ષામાં અથવા નમૂનાનો પત્ર લખતા હોઇએ ત્યારે જે સંજોગો બતાવ્યા હોય તે ખાસ ખ્યાલમાં રાખી તે જગ્યાનું સરનામું લખવું). સરનામા નીચે પત્ર લખ્યો હોય તે દિવસની તારીખ લખવી. બિનઔપચારિક પત્રમાં આપણું નામ લખવાનું જરૂરી નથી.

## ૨. સંબોધન

પત્ર આપણે જેના ઉપર લખ્યો હોય તેનું અભિવાદન એ જ સંબોધન. જેમ આપણા મિત્ર સાથે અને આપણા પિતા સાથે વાત કરવાની રીત જુદી હોય છે તેવી જ રીતે પત્રમાં સંબોધન પણ જુદું હોવું જોઇએ. મિત્રને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પ્રિય મિત્ર ......' કરવું અને માતા-પિતાને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પૂજ્ય માતાજી કે પિતાજી' કરવું. આપણાથી સંબંધમાં કોઈ વડીલ (જેવાકે કાકા, મામા, માસી, મોટાભાઇ, ભાભી) ને પત્ર લખીએ ત્યારે પણ સંબોધનમાં 'પૂજ્ય' જ લખાય. કોઇ ઓળખતી વ્યક્તિને પત્ર લખીએ ત્યારે સંબોધન બાદ 'જય શ્રી સ્વામિનારાયણ' જરૂર લખવું.

નોકરીની અરજી કરતી વખતે કે કોઈ અજાણી વ્યક્તિને પત્ર લખતી વખતે વ્યક્તિનું પૂરું નામ અને તેનો હોદ્દો લખવો જરૂરી છે. તે વખતે સંબોધનમાં 'માનનીય' કે 'મુરબ્બી' જેવો શબ્દ વાપરવો.

## ૩. વિગત

આપણે પત્ર જે માટે લખીએ છીએ તેને વિગત કહેવાય. બિનઔપચારિક પત્રની શરૂઆતમાં સામસામા ખબરઅંતર પૂછવા. (દા.ત. મારી તબિયત સારી છે. તમારી તબિયત સારી હશે. અથવા હું મજામાં છું. અને તમે મજામાં હશો.) રજામાં ગયા હોઇએ ત્યારે આપણે ત્યાં શું કરીએ છીએ, ક્યાં ફરવા ગયા હતા તે બધું વિગતમાં લખવાનું હોય. બીજા કોઇ પણ સમાચાર હોય તેનો અહીં સમાવેશ કરવો.

નોકરીની અરજી કરતી વખતે આપણી નોકરી માટેની લાયકાત, શિક્ષણ, અનુભવ વગેરે અહીં જણાવવું.

જાહેરખબરના અનુસંધાનમાં પત્ર લખતાં હોઇએ ત્યારે આપણને શેના વિશે વધારે માહિતી જોઇએ છે તે અહીં જણાવવું.

## ૪. પૂર્ણતા

પત્રના અંતે પત્રની ડાબી બાજુએ પત્ર લખનારની ઓળખાણ આપવી. જેમના ઉપર આપણે પત્ર લખ્યો છે તેમની સાથે આપણા સંબધો કેવા છે તે ખ્યાલમાં રાખીને પત્ર પૂરો કરવો. જેમકે આપણે મિત્રને પત્ર લખ્યો હોય તો અંતમાં લિખિતંગ ‘તારા મિત્ર .......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે’ એમ લખવું. માતા પિતાને પત્ર લખ્યો હોય તો અંતમાં ‘લિ. તમારા પુત્ર ......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજો’ એમ લખવું.

ઔપચારિક પત્રના અંતમાં ‘આપનો વિશ્વાસુ ......’એમ લખવું.

આમ પત્રના મુખ્ય ચાર વિભાગ પડે છે તે ખ્યાલમાં રાખીને પત્ર લખવો.

પત્ર આ પ્રમાણે ગોઠવવો.

પત્ર લખનારનું નામ, સરનામું અને તારીખ
ઘરનું નામ -
નંબર
શહેરનું નામ
પિન કોડ
તારીખ

**સંબોધન**

| |
|---|
| જેને પત્ર લખવાનો હોય તેને વિવેક સાથેનું સંબોધન |

**પત્ર ની વિગત**

______________________________
______________________________
______________________________
______________________________
______________________________
______________________________
______________________________
______________________________

**વિદાય - વચન**
પત્ર લખનારની સહી

| |
|---|
| પત્ર જેને લખ્યો હોય તેની સાથે આપણા જેવા સંબંધ હોય તેને ખ્યાલમાં રાખીને વિદાય વચન લખવું. |

હવે આપણે પત્રના થોડાક નમૂના જોઈએ.

# પત્ર - ૧

**આપણે ઉનાળાની રજાઓમાં આપણા ત્રણ મિત્રો સાથે પેરીસ ફરવા ગયા છીએ. ત્યાંથી આપણા પિતાજી ઉપર એક પત્ર લખીએ છીએ.**

રૂમ નં. ૨૧૮,
હોલીડે ઇન,
પેરીસ.
તા. ૯ -૮ -૨૦૦૬

પરમ પૂજ્ય બાપુજી તથા બા,
સાદર જય શ્રી સ્વામિનારાયણ.



હું ગઇ કાલે સવારે કોઇ પણ જાતની તકલીફ વગર અહીં પહોંચી આવ્યો છું. વોટરલૂ સ્ટેશનથી ટ્રેન સમયસર ઉપડી હતી. મહેશ, મહેન્દ્ર અને અમિત સાથે હતા એટલે મુસાફરીમાં સમય સારી રીતે પસાર થઇ ગયો. રસ્તામાં અમને કોઇ પણ જાતની તકલીફ પડી ન હતી. ત્યાં તમારી, મારી બાની તથા રેશ્માની તબિયત સારી હશે.



ગઇ કાલે અમે પેરીસ શહેરમાં ફરવા ગયા હતા. એફીલ ટાવરની છેક ઉપરથી નીચે જોઇએ તો બીક લાગે. ત્યાંથી પેરીસ શહેરનું જે દશ્ય દેખાય તે ખરેખર માણવા જેવું છે. ગઇ કાલે રાતના અમે નદીની સહેલગાહે પણ ગયા હતા. રાતના નૌકાવિહાર કરતા હોઇએ, મધુર સંગીત વાગતું હોય અને નદીના કાંઠા ઉપર રોશની ઝળહળતી હોય તેની મજા તો વર્ણવી જ ન શકાય. તેનો તો પોતાને જ અનુભવ કરવો પડે. ખૂબ

જ મજા આવી હતી.



આવતી કાલે અમે અહીંથી યુરો ડીઝની જવાના છીએ. ત્યાં અમે ત્રણ દિવસ રોકાઇશું. અમે ચારે જણા ખૂબ મજા કરીશું. મેં અહીં ઘણા ફોટા પાડયા છે તે ત્યાં આવીને આપણે સાથે જોઇશું. હું અહીંથી પાછા આવવા રવાના થઇશ ત્યારે તમને ફોન કરીશ. તો તે પ્રમાણે મને લેવા આવજો.

ત્યાં મારી બાને અને રેશ્માને મારા વતીથી ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેશો.

લિ. આપના પુત્ર રમેશના જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.

ઘરકામ :

તમે ભારતથી રજામાં લંડન ફરવા આવ્યા છો. અહીંથી ભારતમાં રહેતા તમારા મિત્રને પત્ર લખો. પત્રમાં તમે લંડનમાં શું શું જોયું તેની વિગત લખો.



# MID-TERM EXAMINATION SPECIMEN PAPER
## (Time: 1 hour 30 minutes)

YOUR FULL NAME: ______________________
TEACHER'S NAME: ______________________
DAY (SAT / SUN): ______________ Class Code: ________

**પ્ર.૧ નીચેના શબ્દો સુધારીને લખો.** (**5 marks**)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | ધળવાજો | Door | ________ | ૬. | સવપનઆં | Dreams | ________ |
| ૨. | ભારક | Child | ________ | ૭. | અરધું | Half | ________ |
| ૩. | કાટલી | Bed | ________ | ૮. | આડું | Ginger | ________ |
| ૪. | શળનામું | Address | ________ | ૯. | કમાળી | Income | ________ |
| ૫. | ડીવાલી | Diwali | ________ | ૧૦. | ભકતી | Devotion | ________ |

**પ્ર.૨ નીચેના વાક્યો સુધારીને લખો.** (**5 marks**)

૧ હું સવારે વેલો ઉઠીને સનાન કરીને પુજા કરું.
______________________

૨ અમે ગયા વરસે અમેરીકા ફ્રવા ગઅી તી
______________________

૩ હું મોતો થયને ડોકટરની નોખરી કરીસ અને ગણાં પેઇસા કમાઇશ.
______________________

૪ આ વરશની પરીકશા બૌ અગરી હે એટલે હું પરીકશામાં સફળ ની થાઇ.
______________________

૫ લક્ષ્મી બાગમાં પરી જી તી એટલે રડતી તી.
______________________

**પ્ર.૩ નીચે આપેલા આંકડાઓ ગુજરાતી શબ્દોમાં લખો.** (**5 marks**)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | ૧૭ | ________ | ૬. | ૫૮ | ________ |
| ૨. | ૯ | ________ | ૭. | ૭૨ | ________ |
| ૩. | ૬૯ | ________ | ૮. | ૨૫ | ________ |
| ૪. | ૩૪ | ________ | ૯. | ૯૬ | ________ |

પ્ર.૪ નીચે આપેલા શબ્દોના અર્થ ગુજરાતીમાં લખો. (**15 marks**)

| | | | |
|---|---|---|---|
| ૧. Grass | | ૧૬. Son | |
| ૨. Ox | | ૧૭. Sin | |
| ૩. Carpenter | | ૧૮. Sun | |
| ૪. Road | | ૧૯. Teacher | |
| ૫. Saree | | ૨૦. Clever | |
| ૬. Count | | ૨૧. Vocabulary | |
| ૭. Exam | | ૨૨. Room | |
| ૮. Understand | | ૨૩. Living Room | |
| ૯. Bed | | ૨૪. Music | |
| ૧૦. Religion | | ૨૫. Subject | |
| ૧૧. Tiger | | ૨૬. Clothes | |
| ૧૨. Giraffe | | ૨૭. Family | |
| ૧૩. Pigeon | | ૨૮. Cheap | |
| ૧૪. Tree | | ૨૯. Vegetarian | |
| ૧૫. Flower | | ૩૦. Art | |

પ્ર.૫ નીચે આપેલા શબ્દો બહુવચનમાં ફેરવો. (**5 marks**)

| | | | |
|---|---|---|---|
| ૧. ચમચો | | ૬. ગુસ્સો | |
| ૨. સ્ત્રી | | ૭. તળાવ | |
| ૩. ઘી | | ૮. બિલાડી | |
| ૪. છોકરું | | ૯. બગલો | |
| ૫. પવિત્ર | | ૧૦. લખોટી | |

પ્ર.૬ નીચે આપેલા શબ્દોની જાતિ (નર, નારી અને નાન્યતર) લખો. (**4 marks**)

| | | | |
|---|---|---|---|
| ૧. રાત | | ૫. ખિસકોલી | |
| ૨. પાટલો | | ૬. ઓટલો | |
| ૩. બચ્ચું | | ૭. લુહાર | |
| ૪. માથું | | ૮. લેખક | |

પ્ર.૭ નીચેના વાક્યો સુચના પ્રમાણે બદલાવો. (**8 marks**)

૧ હું આવતા નાતાલાની રજામાં કેન્યા ફરવા જઈશ. (ભૂતકાળમાં ફેરવો)

૨ પ્રાણીસંગ્રહલાયમાં ચિત્તો, હાથી અને ગેંડો વગેરે પ્રાણી હોય છે. (બહુવચનમાં ફેરવો)

૩ અમારા બગીચામાં ત્રણ સફરજનનાં ઝાડ છે. (એકવચનમાં ફેરવો)

૪ આવતા શુક્રવારે જન્માષ્ટમી છે એટલે મંદિરમાં શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મદિવસ ઉજવવામાં આવશે. (ભૂતકાળમાં ફેરવો)

________________________________________

૫ સીમા અને મીના એનાં મિત્રો સાથે બાગમાં ટેનીસ રમતા હતા. (વર્તમાનકાળમાં ફેરવો)

________________________________________

૬ મારા મમ્મી રોટલી અને ભીંડાનું શાક બનાવે છે. (ભવિષ્યકાળમાં ફેરવો)

________________________________________

૭ અમે ગઇકાલે અમારા કાકાનાં ઘેર જમવા ગયાં હતાં. (ભવિષ્યકાળમાં ફેરવો)

________________________________________

૮ આકાશમાં કાગડો, ચકલી અને પતંગ ઉડતાં હતાં. (બહુવચનમાં અને વર્તમાનકાળમાં ફેરવો)

________________________________________

પ્ર.૮ નીચેના સવાલોના જવાબો પુરા વાક્યોમાં લખો. (**<u>8 marks</u>**)



૧. તમને મોટા થઇને શું કામ કરવાની આશા છે.

________________________________________

________________________________________

૨. તમારા માતા-પિતાનું નામ શું છે.

________________________________________

________________________________________

૩. ઘનશ્યામ મહારાજનો જન્મ કયા મહિનામાં અને કઇ સાલમાં થયો હતો.

________________________________________

________________________________________

૪. તમે આ ક્રિસમસની રજામાં શું કરશો.

________________________________________

________________________________________

પ્ર.૯ ગુજરાતી શાળા વિષે પાંચ વાક્યો લખો. (**<u>5 marks</u>**)



૧. ________________________________________

૨. ________________________________________

૩. ________________________________________

૪. ________________________________________

૫. ________________________________________

# પત્ર – ૨



**તમારી બહેન પરણીને સાસરે ગઇ છે. તે તમને પહેલીવાર પત્ર લખી રહી છે.**

૧૮, કીંગ્સ સ્ટ્રીટ,
બોલ્ટન.
તા. ૫ – ૬ – ૨૦૦૪

પ્રિય ભાઇ કિશોર,
સપ્રેમ જય શ્રી સ્વામિનારાયણ.

હું તને આ પહેલી વાર પત્ર લખું છું એટલે શું લખું તે સમજણ નથી પડતી. અત્યાર સુધી તો આપણે સાથે જ રહેતાં એટલે પત્રની જરૂરિયાત જ નહોતી પડી. પણ હવે હું પરણીને આટલે દૂર આવી છું એટલે હવે તો અવારનવાર પત્ર લખતી રહીશ. અને તું પણ મને નિયમિત પત્ર લખતો રહેજે. હું અહીં ભગવાનની કૃપાથી મજામાં છું અને ત્યાં તું, બા, બાપુજી તથા અંજના બધાં મજામાં હશો.

આ પહેલા પત્રમાં બીજી કોઇ વિગત નથી એટલે ચાલ હું તને મારાં નવાં સગાંઓની ઓળખાણ કરાવું. તારા બનેવીને તો તું ઘણી વાર મળ્યો છે એટલે તેમને તો તું બરાબર ઓળખે છે. મારાં બીજાં સગાંને તેં મારા લગ્નમાં જોયાં હશે પણ બરાબર ઓળખતો નહીં હોય એટલે માહિતી આપું છું.



મારા સસરાની અહીં કપડાંની દુકાન છે. અમારા ઘરની સાવ બાજુમાં જ દુકાન છે. મારી સાસુ અને સસરા સાથે મળીને દુકાન ચલાવે છે. મારા જેઠનું ઘર અમારા ઘરથી થોડુંક જ દૂર છે. ગાડીથી લગભગ દસ મિનિટ લાગે. તને એટલી તો ખબર હશે જ કે

તારા બનેવીના મોટા ભાઇ મારા જેઠ થાય, નાના ભાઇ મારા દિયર થાય અને તેમની બહેન મારી નણંદ થાય. હા, તો મારા જેઠ અહીં કપડાંની મીલમાં ઓફિસમાં કામ કરે છે. મારા જેઠાણી કામે નથી જતાં. તેમનાં બે નાનાં છોકરાંની દેખભાળ કરે છે. મારા દિયરે હાલમાં જ ભણવાનું પૂરું કર્યું છે અને કામની તપાસમાં છે. હજી કામ નથી મળ્યું એટલે અમારી દુકાનમાં મદદ કરે છે. મારી નણંદ કાન્તા વકીલાતનું ભણે છે. તેમનું કોલેજમાં આ છેલ્લું વરસ છે. ભણીને સરકારી વકીલ થવાની ઇચ્છા રાખે છે. હું પણ કામની તપાસમાં છું. હાલે કામ નથી એટલે આખો દિવસ ઘરમાં બેસીને કંટાળી જાઉં છું. ત્રણ જગ્યાએ કામની અરજીઓ કરી છે જોઇએ શું જવાબ આવે છે.

અત્યાર સુધી તો મેં મારી જ વાત કરી. તું ત્યાં શું કરે છે તે મને જણાવજે. આવતા મહિનાથી નિશાળમાં રજાઓ પડે છે તો તું થોડા દિવસ અહીં ફરવા આવજે. મારું ઘર પણ જોવાશે અને બ્લેકપૂલ ફરવા પણ જવાશે. આવવાનું નકકી કરીને તે પ્રમાણે વળતા પત્રમાં જણાવજે.

ત્યાં બા, બાપુજી તથા અંજનાને મારા વતીથી ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. આપણાં બીજા સગાંઓને અને મિત્રોને પણ મારા ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. પત્રનો જવાબ જલ્દીથી લખજે.

લિ. તારી મોટી બહેન અમૃતના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે.

ઘરકામ :

તમારી બહેનના આ પત્રનો જવાબ લખો. પત્રમાં આવતા મહિને તમે અને તમારી નાની બહેન બે અઠવાડિયા માટે તમારી બહેનના ઘરે જવાના છો અને તે દરમ્યાન ત્યાં શું કરવા ઇચ્છો છો તે જણાવો.


ડુંગર ચડવાનું


ક્રિકેટ


વોલીબોલ

# પોસ્ટકાર્ડ, નોટ અને ઇ મેઇલ

આપણને ઘણી વખત કોઇને ટૂંકા સમાચાર જણાવવા હોય અથવા બહુ વિગત ન હોય તેવા સમયે આપણે પત્ર ન લખતાં માત્ર પોસ્ટકાર્ડ લખી શકાય છે. જેમકે આપણે ક્યાંક રજામાં ગયા હોઇએ ત્યાંથી યાદગીરી રૂપે આપણે તે જગ્યાનું કોઇ દ્રશ્ય બતાવતું કાર્ડ મોકલીએ છીએ. આવા કાર્ડમાં લખવાની જગ્યા બહુ ઓછી હોય છે એટલે પત્રની જેમ સરનામુ, સંબોધન વગેરે ન લખતાં બહુ જ ટૂંકાણથી વિગત લખવામાં આવે છે.







ક્યારેક આપણને ઉતાવળથી બહાર જવાનું થાય અને આપણા કુટુંબના કોઇ સભ્યને કોઇ સમાચાર આપવા હોય જેમકે આપણે ક્યાં ગયા છીએ, પાછા આવવાનો સમય અથવા રસોઇ બાબત સૂચના આપવી હોય ત્યારે આપણે કોઇ પણ કાગળ ઉપર ટૂંકી નોંધ લખીને જઇએ છીએ. આવી નોટ માટે કોઇ ઔપચારિકતા (formality) કરવામાં આવતી નથી.

આજના કમ્પ્યુટર યુગમાં બે વ્યક્તિ વચ્ચેનું અંતર ઘટી ગયું છે. પત્રો લખવાનું ઓછું થઇ ગયું છે. પત્રોની જગ્યાએ આપણે ઘણી વખત મિત્રો સાથે સમાચારની આપલે માટે ઈ-મેઇલનો વપરાશ કરીએ છીએ. આ ઈ-મેઇલ કોના તરફથી અને ક્યારે લખાયો છે એટલે પત્રની જેમ સરનામુ, સંબોધન અને પૂર્ણતાની જરૂર રહેતી નથી. પરંતુ જ્યારે કોઇ અજાણી વ્યક્તિને કોઇ પણ બાબતની પૂછપરછ માટે ઈ-મેઇલ કરીએ ત્યારે તે વ્યક્તિનું નામ અને આપણું નામ લખવાની જરૂર રહે છે.

ફોન વગર સામસામે વાતચીત થઇ શકે એવી સગવડ પણ થઇ ગઈ છે. (Instant Messaging). આવા સંજોગોમાં તો સીધી વિગતની જ આપલે થાય છે કેમકે વાતચીત કરનાર બન્ને વ્યક્તિને ખબર છે કે તેઓ કોની સાથે વાતચીત કરે છે.

પરીક્ષામાં જ્યારે પણ પોસ્ટકાર્ડ, નોટ કે ઈ-મેઇલ લખવાનું કહેવામાં આવે ત્યારે ઓછામાં ઓછા શબ્દોમાં બધી અને પૂરી વિગતનો સમાવેશ થઇ જાય તે રીતે લખવું જરૂરી છે. જોડણી, કાળ અને જાતિની ભૂલો ન પડે તેનો ખાસ ખ્યાલ રાખવો.

## ઘરકામ

પુસ્તકની પાછળના શબ્દકોષમાંથી ફળ અને શાકભાજીનાં નામ શોધીને લખો.

# વ્યાકરણ – વિશેષણ અને ક્રિયાવિશેષણ
## Adjective & Adverb



**ગાય ઘાસ ખાય છે.**

**આ એક સાદું વાકય છે. આમાં 'ગાય' <u>કર્તા</u> છે, ઘાસ <u>કર્મ</u> છે, અને 'ખાય છે' <u>ક્રિયાપદ</u>(Verb) છે. આ ગાય વિશે આપણને વધારે કહેવું હોય તો ગાય કોની છે, કેવી છે, કેટલી છે તે કહેવું પડે. આ જ રીતે ઘાસ વિશે પણ વધારે કહી શકાય. આ રીતે કર્તા કે કર્મનું વર્ણન કરતા શબ્દોને <u>વિશેષણ</u>(Adjective) કહેવાય છે. વિશેષણો વાપરીને ઉપરના વાક્યને આ પ્રમાણે લખી શકાય.**

**<u>રમેશની મોટી સફેદ</u> ગાય <u>લીલું</u> ઘાસ ખાય છે.**

**જેમ કર્તા કે કર્મનું વર્ણન કરતા શબ્દોને વિશેષણ કહેવાય છે તેમ ક્રિયાપદનું વર્ણન કરતા શબ્દોને ક્રિયાવિશેષણ (Adverb) કહેવાય છે. ક્રિયાવિશેષણથી આપણને ખબર પડે છે કે એ કિયા કેવી રીતે થઇ રહી છે, જેમ કે ધીમેધીમે, જલદીથી, ઉતાવળથી. ઉપરના વાકયમાં હવે આપણે ક્રિયાવિશેપણ ઉમેરીએ.**

**રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ <u>ધીમેધીમે</u> ખાય છે.**

**વિશેષણ અને ક્રિયાવિશેષણ વાપરવાથી આપણને વધારે માહિતી મળે છે.**

**<u>વિશેષણ</u> : Adjective: એટલે જે શબ્દ વિષેથી કેવું, કેટલું, કોનું વગેરેના જવાબ મળે તે વિશેષણ કહેવાય.** Adjective describes the object or subject of the sentence.

**<u>ક્રિયાવિશેષણ</u>: Adverb: એટલે જે શબ્દથી ક્રિયા કેવી રીતે થઇ રહી છે તેનો ખ્યાલ આવે તે ક્રિયાવિશેષણ કહેવાય.** Adverb describes the verb of the sentence.

**નીચેના વાકયોમાંથી વિશેષણ અને ક્રિયાવિશેષણ ઓળખી જુદાં લખો.**

૧. ગાઢ જંગલમાં મોટા વાંદરાંઓ ઝાડ ઉપર કૂદાકૂદ કરતાં હતાં.
૨. મને જોઇને સિંહે મોટેથી ત્રાડ પાડી.
૩. પાઇપમાં ઝીણું કાણું પડવાથી પાણી ધીમેધીમે વહેવા લાગ્યું.
૪. જરા ઉતાવળા ચાલજો, ઘણું દૂર જવાનું છે.
૫. મારાથી એટલી બધી ઝડપથી દોડાતું નથી.

**આપણે પાછળના પાનાનું વાકય લખ્યું કે**
**રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**
**હવે આ વાકયને બહુવચનમાં ફેરવીએ.**
**રમેશની ઘણી સફેદ ગાયો લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**
**ઘણી એ વિશેષણ નારી જાતિનું છે. નરજાતિના કર્તા માટે તે બદલાઇને ઘણા થઇ શકે છે. જેમકે**
**રમેશના ઘણા સફેદ બળદો લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**
**પણ સફેદ એ વિશેષણ કોઇ જાતિ કે બહુવચન વાપરતાં બદલાતું નથી**
**કેટલાંક વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે. અને કેટલાંક વિશેષણો બદલાતાં નથી.**
**સામાન્ય રીતે જે વિશેષણો 'અ' થી પૂરાં થાય છે (જેવાં કે સુંદર, સફેદ લાલ, વિશાળ, વગેરે), તે વિશેષણો કર્તાની જાતિ કે વચન પ્રમાણે બદલાતાં નથી.**
**દા.ત. વિશાળ બારી, વિશાળ બારીઓ, વિશાળ બાગ, એક લાલ ગાડી, ઘણી લાલ ગાડીઓ, સુંદર છોકરી, સુંદર છોકરો, સુંદર છોકરાઓ.**

**અને તે સિવાયના વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે.**
**દા.ત. રૂપાળો છોકરો, રૂપાળા છોકરાઓ, રૂપાળી છોકરી, રૂપાળાં છોકરાં,**
**ઊંચો છોકરો, ઊંચી છોકરી, ઊંચું પ્રાણી, રાતી ગાય, રાતો બળદ,**
**કયાં વિશેષણો જાતિ (લિંગ) કે બહુવચનના વપરાશથી બદલાય છે અને કયાં વિશેષણો બદલાતાં નથી તે હંમેશાં ખ્યાલ રાખવો.**

**નીચેના વાકયોમાં લીટી દોરેલા શબ્દોને સૂચના પ્રમાણે ફેરવી વાક્યો ફરીથી લખો.**

**૧. રાજા રાતા ઘોડા ઉપર સવાર થઇને નગરમાં ફરવા નીકળ્યો.** (નારીજાતિમાં ફેરવો)
**૨. રાજાએ રૂપાળી રાણીને બોલાવી.** (બહુવચનમાં ફેરવો)
**૩. મદારી પાસે થોડાંક વાંદરાં હતાં.** (નારીજાતિમાં ફેરવો)
**૪. મારી પાસે એક લીલી સાડી છે.** (બહુવચનમાં ફેરવો)

**નીચેના વાકયોમાં ખાલી જગ્યામાં વિશેષણો ઉમેરી વાકયો ફરીથી લખો.**

**------કેતકીના ------વાળ બહુ સરસ છે.** **(કાળા,સુંદર)**
**----- કાયાવાળા હાથીમાં ------ તાકાત હોય છે.** **(મોટી, બહુ)**
**----- જંગલમાં એક ----- મંદિર હતું** **(ગાઢ, સુંદર)**
**------ રાતમાં ------- તારા દેખાય છે.** **(ઘણા, અંધારી)**
**------ સવારે ------ ઊંઘ આવે છે.** **(વહેલી, બહુ)**

# કૃષ્ણ - સુદામા

ભગવાન શ્રી કૃષ્ણ ગોકુળથી મથુરા આવ્યા. કંસનો વધ કર્યો. માતાપિતાને જેલમાંથી છોડાવ્યાં. ત્યારબાદ તેમના પિતાજી વસુદેવે ભગવાનને ભણવા માટે સાંદિપની ઋષિના આશ્રમમાં મોકલ્યા. આશ્રમમાં સૌ બાળકો સાથે જ રહે અને ભણે. ગરીબ હોય કે પૈસાદાર, રાજા હોય કે રંક, ગુરુ બધાને સરખી રીતે ભણાવે. આ સમયે ભગવાન શ્રી કૃષ્ણને સુદામા નામે પોરબંદરના એક ગરીબ બ્રાહ્મણ સાથે દોસ્તી થઇ. સાત વરસ સુધી કૃષ્ણ અને સુદામાએ સાથે અભ્યાસ કર્યો.

અભ્યાસ પૂરો કરી બન્ને દોસ્તો બીજા બધા વિદ્યાર્થીઓની જેમ છૂટા પડયા. ઘણા સમય પછી ભગવાન શ્રી કૃષ્ણ દ્વારકાના રાજા થયા અને સુદામા પાછા પોરબંદર આવ્યા. સુદામા ખૂબ ગરીબ હતા. આવી ગરીબીમાં પણ સુદામા કોઇ પાસે કાંઇ માગે નહીં. ભગવાનને યાદ કરે અને પોતાની ગરીબાઇને ભગવાનની ઈચ્છા ગણે.

ઘણા સમય પછી સુદામાને એક વખત વિચાર આવ્યો કે લાવ, કૃષ્ણને મળી આવું, ભણી રહ્યા પછી મળવાનો મોકો જ નથી મળ્યો. સુદામાની પત્નીને પણ આ વિચાર ગમ્યો. પણ મિત્રને મળવા ખાલી હાથે તો જવાય નહીં! અને મિત્ર પણ કેવા! દ્વારકાના રાજા. પણ ગરીબ સુદામા પાસે તો ભગવાનને ભેટ આપવા જેવું કાંઇ હતું જ નહીં. તેમની પત્નીએ ઘરમાંથી મૂઠી જેટલા પૈંઆ એક કપડાના ટૂકડામાં બાંધી આપ્યા. આ પૈંઆની પોટલી લઇ સુદામા ચાલ્યા દ્વારકા.

સુદામા દ્વારકામાં આવી ભગવાનના મહેલ આગળ ઊભા રહ્યા. પણ ભિખારી જેવા લાગતા સુદામાને ચોકીદાર થોડો જ અંદર જવા દે. અનેક વિનંતી કર્યા પછી ચોકીદાર સુદામાનો સંદેશો લઇ જવા તૈયાર થયો. મહેલમાં જઇ દરવાને ભગવાનને સમાચાર આપ્યા કે સુદામા નામે કોઇ માણસ આવ્યો છે.

સુદામાનું નામ સાંભળ્યું એટલે ભગવાન દોડયા સીધા દરવાજા તરફ. પગમાં મોજડી પહેરવા પણ ન રોકાણા. મિત્ર પ્રત્યે કેવો પ્રેમ! દરવાજેથી સુદામાનો હાથ પકડી ભગવાન તેને મહેલની અંદર લઇ આવ્યા. સુદામાને ભગવાને પોતાના પલંગ પર બેસાડયા. રાણી રૂક્ષ્મણીને પણ વિચાર થયો કે ભગવાનનો આ કેવો મિત્ર હશે? અને ભગવાન જેનો હાથ પકડે તે માણસ જેવો તેવો તો ન જ હોય ને! રાણી રૂક્ષ્મણી સમજી ગયાં કે આ કોઇ ભગવાનના પરમ મિત્ર છે એટલે તેઓ પણ સુદામાની સારસંભાળ લેવા લાગ્યાં.

સુદામા તો ભગવાનની જાહોજલાલી જોતા જ રહી ગયા. વિચાર કરવા લાગ્યા કે ભગવાનને તાંદુલ કઇ રીતે આપવા? ભગવાન તો દયાના સાગર છે અને તેમનાથી તો કાંઇ છૂપું નથી એટલે એમનો વાંધો નહીં, પણ રાણીને કેવું લાગે? માત્ર મૂઠીભર તાંદુલ લઇને મિત્રને મળવા આવ્યા? આમ વિચાર કરતા જાય અને પોટલી પીઠ પાછળ છૂપાવતા જાય. પણ ભગવાન તો બધું જાણે.

એમણે સુદામા પાસેથી પોટલી લઇ લીધી. પોટલી ખોલી ભગવાન હોંશેહોંશે પૈંઆ ખાવા લાગ્યા. પૈંઆ ખાતા જાય અને વખાણ કરતા જાય. પાસે ઊભેલાં

રૂક્ષ્મણીને મનમાં વિચાર થાય કે આ પૌંઆમાં એવો કેવો સ્વાદ હશે કે ભગવાન આમ હોંશેહોંશે ખાય છે? રહેવાયું નહીં એટલે એમણે પણ ભગવાન પાસેથી પૌંઆ માગીને ખાધા.

ભગવાને આગ્રહ કરીને સુદામાને થોડાક દિવસ પોતાની પાસે દ્વારકા રાખ્યા. સાંદિપની ઋષિના આશ્રમની જૂની વાતો યાદ કરી. વિદાય થતી વખતે સુદામાએ ભગવાન પાસે કાંઇ જ ન માંગ્યું, અને ન તો ભગવાને આપવાનો આગ્રહ કર્યો. રસ્તામાં ભગવાનને યાદ કરતા સુદામા પાછા પોરબંદર આવ્યા.

પોતાની ઝૂંપડી પાસે આવીને જોયું તો ઝૂંપડીની જગ્યાએ એક મોટો મહેલ ઊભો હતો. કાંઇ વિચાર કરે તે પહેલા તો મહેલમાં પોતાની પત્ની અને બાળકોને જોયાં. સુદામા મનોમન બધું જ સમજી ગયા કે આતો ભગવાને માગ્યા વગર કૃપા કરી છે.

સુખસાહેબી મળ્યા પછી તો સુદામાની ભગવાન પ્રત્યેની ભક્તિ પહેલાં કરતાં પણ વધી ગઇ. ભગવાનની કૃપાથી સુદામાની ગરીબી સદાયને માટે ટળી ગઇ.

## સ્વાધ્યાય

નીચેના શબ્દોના એક કરતાં વધારે અર્થ થાય છે.

કુશળ = ચતુર, હોશિયાર, સારું
અંબર = આકાશ, કપડાં
કૃષ્ણ = કાળું, ભગવાનનું નામ
મીઠું = ગળ્યું, નિમક

### ૧. નીચેના વાક્યો સાચાં છે કે ખોટાં?

| યોગ્ય ખાનામાં ચોકડી મૂકો. | સાચું | ખોટું |
|---|---|---|
| ૧. કૃષ્ણ અને સુદામા સાથે ભણતા હતા. | □ | □ |
| ૨. સુદામા ખૂબ પૈસાદાર હતા. | □ | □ |
| ૩. પૈસાદાર અને ગરીબ વિદ્યાર્થીઓ સાથે જ રહેતા. | □ | □ |
| ૪. ચોકીદારે સુદામાને આવકાર આપ્યો. | □ | □ |
| ૫. ભગવાને સુદામાને સારો આવકાર આપ્યો. | □ | □ |
| ૬. ભગવાનને પૌંઆ ખૂબ ભાવ્યા. | □ | □ |
| ૭. રૂક્ષ્મણીએ પૌંઆ ન ખાધા. | □ | □ |
| ૮. કૃષ્ણ ભગવાન પોરબંદરના રાજા હતા. | □ | □ |

# વ્યાકરણ - હકારાત્મક – નકારાત્મક વાક્યો અને વિરોધી શબ્દો

મને મંદિરમાં આવવું ગમે છે.   મને મંદિરમાં આવવું ગમતું નથી.

સામાન્ય રીતે વાકયો બે પ્રકારના હોય છે ૧, હકારાત્મક  અને  ૨, નકારાત્મક નામ ઉપરથી જ આપણને ખ્યાલ આવી જાયકે આ બે પ્રકારના વાક્યોમાં શું  ફરક છે. એકમાં કાંઇક કરવાની ' હા'  હોય તો બીજામાં  'ના' હોય છે. દા.ત.

૧.  મારા પિતાજીએ મને બહાર જવાની રજા આપી.    (હકારાત્મક )

૨.  મારા પિતાજીએ મને બહાર જવાની રજા ન આપી.  (નકારાત્મક )

ઉપરનું બીજું વાકય જો આપણે આ પ્રમાણે લખીએ કે:

**મારા પિતાજીએ મને અંદર રહેવાનું કહ્યું.**

આ વાક્ય હકારાત્મક છે તો પણ એ વાકયનો અર્થ લગભગ સરખો જ થાય છે.

આવી રીતે જે બે શબ્દોના અર્થ એકબીજાથી ઉલટા થાય તેવા શબ્દોને **વિરોધી શબ્દો** કહેવાય છે. વિરોધી શબ્દોનાં થોડાંક ઉદાહરણ નીચે આપેલ છે. આ શબ્દો યાદ રાખો અને ઉપયોગ કરતાં શીખો. ભવિષ્યમાં ઉપયોગી થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ્રકાશ | × | અંધકાર | આળસુ | × | મહેનતુ |
| દયાળુ | × | નિર્દય | દિવસ | × | રાત |
| સુખ | × | દુ:ખ | ખરું | × | ખોટું |
| મિત્ર | × | શત્રુ | સારું | × | ખરાબ |
| સગવડ | × | અગવડ | વિજય | × | પરાજય |
| જીવન | × | મરણ | પાપ | × | પુણ્ય |

# સમાનાર્થી શબ્દો

નીચેના શબ્દોના અર્થ સરખા છે. આ શબ્દો લખો અને તેના અર્થ સમજો અને યાદ રાખો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આદર | = | માન, સન્માન | આંખ | = | નયન, નેત્ર |
| દરવાજો | = | દ્વાર, કમાડ | ચંદ્ર | = | ચાંદો, ચંદ્રમા, શશી |
| ઝાડ | = | વૃક્ષ, તરુ | દિવસ | = | દિન, રોજ |
| રાત | = | રાત્રિ, રજની, નિશા | નવું | = | નવીન, નૂતન |
| સાંજ | = | સંધ્યા, સાયંકાળ | સવાર | = | પરોઢ, પ્રભાત |
| સૂર્ય | = | સૂરજ, રવિ, ભાનુ | પ્રેમ | = | પ્યાર, વહાલ, સ્નેહ |

## નીચે બે કોઠામાં થોડાક શબ્દો તેના અર્થ સાથે આપેલ છે. કોઠા ૧ માં આપેલ શબ્દોના વિરોધી શબ્દો કોઠા ૨ માંથી શોધો

| કોલમ ૧ | | કોલમ ૨ | |
|---|---|---|---|
| અંદર | Inside | નાનું | Small |
| અજવાળું | Light | જાવક | Expense |
| આગળ | Front | ઠોઠ | Dumb |
| આવક | Income | સવાર | Morning |
| કાચું | Raw | મોંઘુ | Expensive |
| કાળું | Black | જવું | Going |
| દિવસ | Day | બહાર | Outside |
| દુ:ખ | Sadness | ખોટું | Wrong |
| મોટું | Large | ગરીબ | Poor |
| સાંજ | Evening | હલકું | Light |
| આવવું | Coming | પાછળ | Rear |
| સસ્તું | Cheap | અઘરું | Difficult |
| ભારે | Heavy | સુખ | Happiness |
| સાચું | Right | અંધારું | Dark |
| પૈસાદાર | Rich | રાત | Night |
| હોશિયાર | Clever | સફેદ | White |
| પૂર્વ | East | નીચે | Under |
| વહેલું | Early | દુર્ગંધ | Stench |
| સહેલું | Easy | પાકું | Ripe |
| સુગંધ | Aroma | મોડું | Late |
| ઉપર | Over | પશ્ચિમ | West |
| જવાબ | Answer | કાળું | Black |
| સફેદ | White | ખરાબ | Bad |
| સ્ત્રી | Woman | ચોખ્ખું | Neat |
| મેલું | Dirty | પુરુષ | Man |
| સારું | Good | સવાલ | Question |

# આપણા તહેવારો



**દિવાળી:** વરસનો છેલ્લો દિવસ એ દિવાળી. આમ તો દિવાળીનો એક જ દિવસ હોય પણ આપણે તો ચાર દિવસ પહેલાં જ દિવાળી ઉજવવા મંડી જઇએ. ઘરમાં બધું. સાફસૂફ કરીએ, ઘરને શણગારીએ, આંગણામાં રંગોળી પૂરીએ, નવાં કપડાં ખરીદીએ અને ફટાકડા ફોડીએ. આ બધામાં ફટાકડા ફોડવાની સૌથી વધુ મજા આવે. વેપારીઓ તેમના હિસાબના ચોપડાનું પૂજન કરે. આપણે આપણા જીવનનો હિસાબ પણ આ દિવસે તપાસવો જોઇએ કે વિતેલા વરસમાં આપણે કેટલું પુણ્ય અને કેટલું પાપ કર્યું છે. મનમાં ભરેલો મેલ દૂર કરવો જોઇએ.

**બેસતું વરસ:** આપણા વરસનો પહેલો દિવસ એટલે બેસતું વરસ. ખ્રિસ્તી લાકોનું બેસતું વરસ પહેલી જાન્યુઆરીના આવે અને આપણું બેસતું વરસ કારતક સુદ પડવાને દિવસે આવે. આ દિવસે મંદિરમાં આપણે ભગવાનને જાતજાતની વાનગીના થાળ ધરીએ. મંદિરે જઇ અન્નકૂટના દર્શન કરીને આપણે નવા વરસની શરૂઆત કરીએ. આપણા સગાંઓ અને મિત્રોને મળીને તેમને નવા વરસના અભિનંદન આપીએ.  મા-બાપ બાળકોને ભેટ  આપે છે. આવતા વરસ માટે સારા નિર્ણયો કરીને બેસતું વરસ ઉજવવું જોઇએ. ગયા વરસમાં થયેલી ભૂલો ફરીથી આ વરસે ન થાય તેની કાળજી રાખવી જોઇએ.

**મહાશિવરાત્રી:** મહા વદ ચૌદસને દિવસે આવતો આ તહેવાર ભગવાન શિવજીનો જન્મદિવસ છે. સ્વામિનારાયણ ભગવાને આ દિવસે ઉપવાસ કરવાની આજ્ઞા કરી છે.

**વસંત પંચમી - શિક્ષાપત્રી જયંતિ:** શ્રી સ્વામિનારાયણ ભગવાને મહા સુદ પાંચમના દિવસે આપણા સૌના હિત માટે શિક્ષાપત્રી લખી હતી. ૨૧૨ શ્લોકની આ શિક્ષાપત્રી ભગવાને વડતાલમાં લક્ષ્મીનારાયણ દેવના મંદિરમાં રહીને લખી છે. આ દિવસે આપણે મંદિરમાં શિક્ષાપત્રીનું પૂજન અને વાંચન કરીએ છીએ.

**હોળી અને ધૂળેટી:** હોળીના દિવસે ભગવાને પોતાના પરમ ભક્ત પ્રહલાદની અગ્નિથી રક્ષા કરી હતી. યુ.કે.માં આવતા ગાય ફોકસના તહેવારની જેમ આ દિવસે

સાંજના લાકડાં વગેરેની હોળી સળગાવાય છે. હોળી ફાગણ સુદ પુનમના આવે છે.



હોળીના બીજા દિવસે ધૂળેટી આવે છે. ધૂળેટી એ શ્રી નરનારાયણ ભગવાનનો જન્મ દિવસ છે.

**<u>રામનવમી - હરિ જયંતિ:</u>** ચૈત્ર સુદ નવમીનો આ દિવસ આપણા માટે સૌથી મોટો તહેવાર છે. આ દિવસે છપૈયામાં સર્વાવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાનનું પ્રાગટય થયું હતું. અને આજ દિવસે અયોઘ્યામાં ભગવાન શ્રી રામનો પણ જન્મ થયો હતો. આપણા બધા મંદિરોમાં આ બેવડા જન્મદિન પ્રસંગે બે વખત પ્રાગટયની આરતી ઉતારીએ છીએ.

**<u>ગુરુ પૂર્ણિમા:</u>** આષાઢ સુદ પૂનમના દિવસે આ તહેવાર આવે છે. આ દિવસે આપણે આપણા ગુરુની પૂજા કરીએ છીએ. આપણા આખાય સંપ્રદાયના ગુરુ તરીકે શ્રી સ્વામિનારાયણ ભગવાને આચાર્ય મહારાજશ્રીને નિમેલા છે એટલે આજે આપણે તેમની આરતી ઉતારી પૂજન કરીએ છીએ. આ જ દિવસે આપણા વિલ્સડન મંદિરનો પાટોત્સવ પણ ઉજવાય છે. પાટોત્સવ એટલે મંદિરનો જન્મદિવસ. ૧૯૮૮માં આપણા નવા મંદિરનું ઉદ્ઘાટન આ દિવસે થયું હતું.

**<u>શ્રી કૃષ્ણ જન્માષ્ટમી:</u>** ભગવાન શ્રી કૃષ્ણનો જન્મ શ્રાવણ વદ આઠમની મધરાત્રીએ મથુરાની જેલમાં થયો હતો. ભગવાનની આજ્ઞાથી તેમના પિતા ભગવાનને ગોકુળમાં નંદ-યશોદાના ઘરે મૂકી આવ્યા હતા અને સૌને જન્મની જાણ અહીં જ થઇ હતી એટલે ભગવાનનો જન્મ ગોકુળમાં ગણાય છે, મથુરામાં નહીં.

**<u>બળેવ - રક્ષાબંધન:</u>** શ્રાવણ સુદ પૂનમનો આ તહેવાર દુનિયાભરની હિંદુ બહેનો ઉજવે છે. બહેનો પોતાના ભાઇના કાંડા પર રાખડી બાંધે છે અને તેના બદલામાં ભાઇ પોતાની બહેનના રક્ષણની જવાબદારી લે છે. આ દિવસે બ્રાહ્મણો પોતાની જનોઇ બદલાવે છે.

આ ઉપરાંત બીજા ઘણા નાનામોટા તહેવારો પણ આવે છે. જેમ કે ગણેશ ચોથ, દશેરા, હનુમાન જયંતી વગેરે.

## સ્વાઘ્યાય

૧. ગુજરાતી બાર મહિનાનાં નામ ક્રમવાર લખો.
૨. ઉપર જણાવેલ તહેવારો ગુજરાતી કેલેન્ડર પ્રમાણે ક્રમવાર ગોઠવો.
૩. મહા વદ ચૌદસને દિવસે આપણે કયો તહેવાર ઉજવીએ છીએ?
૪. વસંત પંચમી કયા દિવસે ઉજવાય છે?
૫. અષાઢ સુદ પૂનમના દિવસે કયો તહેવાર આવે છે?
૬. બળેવનો તહેવાર કયા દિવસે ઉજવાય છે?
૭. બળેવના દિવસે બહેનો શું કરે છે?

# ક્રમવાચક સંખ્યા

અત્યાર સુધી આપણે એક થી સો સુધીના આંકડા શીખ્યા છીએ.

મારા વર્ગમાં દોડવાની સ્પર્ધા યોજાઇ હતી. તેમાં હું પહેલો આવ્યો, કવિતા બીજી આવી અને રમેશ છેલ્લો આવ્યો.



કોણ બીજું આવ્યું?

કોણ છેલ્લું આવ્યું?

આ ક્રમ સૂચવે છે એટલે તેને ક્રમવાચક સંખ્યા કહે છે.

ઉપરનું વાકય બોલનાર છોકરો છે કે છોકરી? કેવી રીતે ખબર પડી?

ક્રમવાચક સંખ્યા બતાવનાર શબ્દો લિંગ-જાતિ પ્રમાણે બદલાય છે. બોલવામાં કે લખવામાં કર્તાની જાતિ નક્કી કરી તે મુજબ ક્રમવાચક શબ્દનો યોગ્ય વપરાશ કરવો. નીચે દાખલા આપ્યા છે.

| અંક | નર | નારી | નાન્યતર |
|---|---|---|---|
| એક | પહેલો | પહેલી | પહેલું |
| બે | બીજો | બીજી | બીજું |
| ત્રણ | ત્રીજો | ત્રીજી | ત્રીજું |
| ચાર | ચોથો | ચોથી | ચોથું |
| પાંચ | પાંચમો | પાંચમી | પાંચમું |
| છ | છઠ્ઠો | છઠ્ઠી | છઠ્ઠું |
| સાત | સાતમો | સાતમી | સાતમું |
| આઠ | આઠમો | આઠમી | આઠમું |
| નવ | નવમો | નવમી | નવમું |
| દસ | દસમો | દસમી | દસમું |
| ......................પછી આવી રીતે જ | | | |
| સો | સોમો | સોમી | સોમું |
| એકસોએક | એકસોએકમો | એકસોએકમી | એકસોએકમું |
| | છેલ્લો | છેલ્લી | છેલ્લું |

# સ્વાધ્યાય.

## નીચેના વાકયો સુધારી લખો

૧. મારી મમ્મી કને તન લાલ સાડીઓ હે.
૨. મી આવે તૈ છત્રી લઇને બારે જાવાનું હોય
૩. મને સમોસું કાવાનું ન ગમે.
૪. મને ફોતા પારવા કેમેરો કપે છે.
૫. મેં મંદિરે જીયતો.
૬. પચી હું લંડન જવું રો.
૭. મારા બાપા ભેરા હાલેરા.
૮. આપણે કાવાના મિટ્ટૂ નાખી.
૯. હું તારું બીજા જન્મદિવસ ભેટ લૈ આવીસ.
૧૦. તારા ગર કને બસ કે ટરેન પણ નથી આવતી.
૧૧. ભાય, મારાથી પારઠીમા નહી આવી સકો કારણ કે મને પરીક્ષામા જાવાનો છે.
૧૨. મને રેદીઓ સાબંરાની મજા પરે.

# ઘરકામ

પુસ્તકના અંતમાં આવેલા શબ્દકોષમાંથી ફળ અને ફૂલનાં નામ શોધીને લખો.

**Find the following words from the wordsearch**

| | | | |
|---|---|---|---|
| ભજન | તલવાર | પ્રદક્ષિણા | ધમાલ |
| વડતાલ | નીલકંઠ | મંદિર | વિલ્સડન |
| ઘનશ્યામ | દિવાળી | સહજાનંદ | ગુજરાતી |
| પ્રસાદ | પ્રણામ | હોળી | બુધવાર |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ક | અ | ઠ | કં | લ | ની | બુ | પ | ન |
| ક્ષ | ર | ળી | કં | લ | મા | ધ | દ | ર |
| ર | મ | વ | ડ | તા | લ | વા | નં | ના |
| બ | ણ | હો | ત | લ | વા | ર | જા | રા |
| દિ | વા | ળી | મ | મ | ન | ત | હ | ય |
| ન | ચ | ણા | યા | તી | ડ | ણા | સ | ણ |
| જ | પ્ર | શ | રા | ર | સ | ક્ષિ | ર | ય |
| ભ | ન | જ | દિ | ગ | ઙ | દ | યા | ળુ |
| ઘ | ગુ | મં | જ | ટ | વિ | પ્ર | સા | દ |

# સરખામણી



મહેશ ઊંચો છોકરો છે.
ઉપરના વાકયમાં ઊંચો વિશેષણ તરીકે વપરાયેલ છે. પણ કેટલો ઊંચો છે?



મહેશ ઉમેશ કરતાં ઊંચો છે.
ઉમેશ અને મહેશ એ બે જણની ઊંચાઈની સરખામણી (Comparison) કરીએ ત્યારે ખબર પડે કે
કોણ વધારે ઊંચું છે.



મહેશ નિશાળમાં **સૌથી ઊંચો** છે.
અહીં સરખામણી બધા વચ્ચે કરવામાં આવી છે.
'કેટલું' સવાલનો જવાબ તે સરખામણી. વધારે, ઓછું, ઘણું, થોડું, કરતાં, સૌથી વગેરે સરખામણીના શબ્દો છે.
સરખામણીના શબ્દો કર્તાના લિંગ સાથે બદલે છે.
નિશા શીલા **કરતાં ઊંચી** છે.
નિશા નિશાળમાં **સૌથી ઊંચી** છે.
ગંગા ભારતની **સૌથી લાંબી** નદી નથી.
મુંબઇ ભારતનું **સૌથી મોટું** શહેર છે.
હિમાલય દુનિયાનો **સૌથી મોટો** પર્વત છે.
લંડન માન્ચેસ્ટર કરતાં **ઘણું મોટું** શહેર છે.

બધી વસ્તુઓ સાથે સરખામણી કરીએ ત્યારે 'સૌથી' શબ્દ જાતિ પ્રમાણે નથી બદલાતો પણ વિશેષણ જ બદલાય છે તે ખ્યાલમાં રાખવું.

# સમાનાર્થી શબ્દો

| | | | | | |
|---|---|---|---|---|---|
| અચરજ | = | અચંબો, નવાઇ | આખું | = | પુરું, સમગ્ર |
| આંખ | = | નયન, નેત્ર , લોચન | ઈશારો | = | સંકેત |
| ગરમ | = | ઊનું | ઠંડું | = | ટાઢું, શીતળ |
| ઊંડું | = | ગહન | કરામત | = | કારીગરી, યુક્તિ |
| ઘોડો | = | અશ્વ | છિદ્ર | = | કાણું |
| દુનિયા | = | વિશ્વ, જગત, સંસાર | બારીક | = | ઝીણું, પાતળું |
| વાન | = | રંગ, વર્ણ | સફેદ | = | ધોળું, શ્વેત |
| સાગર | = | સમુદ્ર, દરિયો | સોનું | = | કંચન, કનક |
| આશ્ચર્ય | = | અચરજ | આશિષ | = | આશીર્વાદ |
| અવસર | = | સમય, તક | અઢળક | = | ઘણું, પુષ્કળ |
| અજવાળું | = | ઉજાશ, પ્રકાશ | ખંત | = | મહેનત, કાળજી |
| ચતુર | = | હોશિયાર, કુશળ | ધરતી | = | ધરા, પૃથ્વી, ધરણી |
| દરિયો | = | સાગર, રત્નાકર | કનક | = | સોનું, કંચન, સુવર્ણ |
| કાળું | = | શ્યામ, કૃષ્ણ | સફેદ | = | શ્વેત, ધોળું |
| અંબર | = | આકાશ, ગગન | આવકાર | = | સ્વાગત |

નીચેના શબ્દોની જોડણી સુધારીને લખો.

| | | | |
|---|---|---|---|
| છતરી | Umbrella | ચોપરી | Book |
| છોપરી | Book | દેય | Give |
| ભ્રશ | Brush | કૂથરો | Dog |
| પિચી | Toothbrush | દોડી | Rope |
| રેદિઓ | Radio | ચોપણી | Book |
| લોડ | Flour | દોરરું | Rope |

નીચેના શબ્દોમાંથી કયા શબ્દોની જોડણી સાચી છે?
ખોટી જોડણીવાળા શબ્દો ઉપર ચોકડી મારો.

| | | | | |
|---|---|---|---|---|
| શિકશક | શિક્ષક | | નિશાળ | નિશાર |
| પીતા | પિતા | | અડધું | અરધું |
| શાક | સાક | | પુરુસ | પુરુષ |
| ખેડુત | ખેડૂત | | તકલીફ | તકલિફ |
| મિત્રો | મિત્રઓ | | અઘરું | અઘરૂં |
| પઈસાદાર | પૈસાદાર | | ટેલીવીઝન | ટેલિવિઝન |

# અચૂક નિશાન




'મહાભારત' ની આ વાત છે.

પાંચ પાંડવો હતા અને સો કૌરવો હતા. પાંડવો અને કૌરવો પિત્રાઇ ભાઇઓ થાય. સૌ સાથે ભણે અને સાથે રમે. ગુરુ દ્રોણ બધાને ધનુર્વિદ્યા શીખવે. ધનુર્વિદ્યા એટલે બાણ પર તીર ચડાવી નિશાન તાકવાની વિદ્યા. ગુરુજી બધું શીખવી રહ્યા એટલે પરીક્ષા લેવાનું નક્કી કર્યું.

ગુરુજીએ એક ઉંચા ઝાડ ઉપર એક પક્ષી ગોઠવ્યું. પક્ષીની આંખ લાલ રંગની કરી એટલે નીચેથી દેખાય. જે કોઈ આ પક્ષીની આંખ વીંધે એ પરીક્ષામાં સફળ.

કૌરવો મોટા એટલે ગુરુજીએ એમને પરીક્ષા માટે પહેલા બોલાવ્યા. દુર્યોધનનો વારો પહેલો આવ્યો.

દ્રોણ ગુરુએ પૂછયું, 'બેટા, શું દેખાય છે?'

દુર્યોધને જવાબ આપ્યો, 'ગુરુજી, મને આપ દેખાઓ છો, બધા ભાઇઓ દેખાય છે, આકાશ દેખાય છે, ઝાડ દેખાય છે, ઝાડ ઉપર બેઠેલું પંખી દેખાય છે. આપ રજા આપો તો બાણ છોડી હમણાં જ પક્ષીની આંખ વીંધી નાંખું.'





ગુરુજીએ કહ્યું, 'ના તારાથી નિશાન નહીં વીંધાય.'

આમ વારાફરતી ગુરુએ બાકીના નવાણું કૌરવોને બોલાવ્યા અને સૌને એ જ સવાલ પૂછયો. સૌએ જવાબ પણ સરખો જ આપ્યો. ગુરુજીએ કોઈને પણ તીર છોડવાની રજા ન આપી. વારાફરતી સૌ નિરાશ થઇ પોતપોતાની જગ્યા પર બેસતા ગયા.

હવે પાંડવોનો વારો આવ્યો. સૌથી મોટાભાઈ યુધિષ્ઠિરને બોલાવ્યા.

દ્રોણ: 'બેટા, શું દેખાય છે?'

યુધિષ્ઠિર : 'મને પણ બધું દેખાય છે.'

આ જવાબ સાંભળી ગુરુજીએ યુધિષ્ઠિરને પણ તીર છોડવાની રજા ન આપી અને તેમને પોતાની જગ્યાએ મોકલી દીધા.

જ્યારે અર્જુનનો વારો આવ્યો ત્યારે ગુરુજી એ જ પ્રશ્ન પૂછયો. પણ અર્જુનનો જવાબ બધાં કરતાં જરાક જુદો હતો. અર્જુને કહ્યું, 'ગુરુજી, મને ઝાડમાં રહેલું પક્ષી દેખાય છે.'

દ્રોણ : 'તને તારા ભાઈઓ, આકાશ કે ઝાડ એ કાંઇ જ નથી દેખાતું?'

અર્જુન : 'ના ગુરુજી. મને એ કાંઈ જ નથી દેખાતું. અને હવે તો મને પક્ષી પણ નથી દેખાતું. માત્ર પક્ષીની આંખ જ દેખાય છે.'

આ સાંભળી ગુરુ ઘણા ખુશ થયા અને અર્જુનને તીર છોડવાની રજા આપી. તીર સીધું જઈને પક્ષીની લાલ આંખમાં વાગ્યું.

દ્રોણ : 'શાબાશ! મને તારી પાસેથી આ જ આશા હતી.' પછી સૌને સંભળાવતાં કહ્યું, 'તમે જ્યારે નિશાન તાકવા આવ્યા ત્યારે તમને નિશાન સિવાય પણ ઘણું બધું દેખાતું હતું. જ્યાં સુધી ધ્યાન એકલા નિશાનમાં ન લાગે ત્યાં સુધી નિશાન વીંધાય જ નહીં. આપણે જે પણ કામ કરતાં હોઇએ તે સમયે ધ્યાન તે કામમાં જ કેંદ્રિત થવું જોઇએ. અર્જુનમાં એવી એકાગ્રતા હતી એટલે તે નિશાન વીંધી શકયો.'

**અઘરા શબ્દો :**

કેન્દ્રિત, એકાગ્ર = એક વસ્તુ ઉપર બરાબર ધ્યાન આપવું. Concentrate.

## સ્વાધ્યાય

૧. પાંડવોના ગુરુ કોણ હતા?
૨. દુર્યોધનને દેખાતી ત્રણ વસ્તુનાં નામ લખો.
૩. યુધિષ્ઠિરને દેખાતી ચાર વસ્તુનાં નામ લખો.
૪. અર્જુનને પહેલી વખત શું દેખાયું?
૫. અર્જુનને બીજી વખત શું દેખાયું?
૬. પાંડવો કેટલા ભાઈ હતા?
૭. પાંડવોના સૌથી મોટા ભાઇનું નામ શું હતું?
૮. કૌંસમાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ વાપરી નીચેના વાક્યોમાં ખાલી જગ્યા પૂરો.

૧. આ વાર્તા __________ માંથી લીધેલી છે. (રામાયણ, મહાભારત, ગીતા)
૨. કૌરવો _____ ભાઇઓ હતા. (૧૦, ૧૦૦, ૫૦)
૩. દ્રોણ ગુરુએ _______ને બાણ છોડવાની રજા આપી. (અર્જુન, યુધિષ્ઠિર, દુર્યોધન)

